# હૃદયવાદ.

હિંદુ પત્રોમાંથી ચુંટી કહાડેલો ઈન્તેખાબ.



ઈંગ્રેજીઉપરથી ભાષાન્તર કરનાર

ફરેદુન.

મુંબઈ:

ચેરાગ પ્રીન્ટીંગ પ્રેસ.

૧૯૦૮.

# પ્રસ્તાવના.



મનુષ્ય જાતની માતા 'પ્રકૃતિ' લેખાય છે અને પીતા 'પૂરૂષ' (ઇશ્વર) લેખાય છે. આકાર રૂપી પ્રકૃતિ માતા મનુષ્ય જાતને ભાતભાતના ક્ષણભંગુર ખેલોમાં લપટાવી અનેક અમુલ્ય અનુભવો બતાવે છે. મનુષ્ય જાતમાં જે લોકો સંખ્યા વૃદ્ધાવસ્થાએ પહોચવા છતાં બાળકબુદ્ધિ ધરાવે છે તેઓ આવા તમાશાઓમાં ચકચુર થઇ જેઓ તેમની સાથે સામેલ નથી થતા તેમને મુર્ખ અથવા નબળા અને નજીવા ગણે છે. આ સમગે પૂરૂષ પીતાનું ભાન હજુર એ પ્રકારના મનુષ્યોમાં ઉત્પન્ન થવા પામ્યું નથી. જ્યારે બાળ્યાવસ્થા છોડી ઉમરે પહોંચે છે ત્યારે માનવીઓ આ રંગોમાં નાચતાં કોઇક વેળા કંટાળો પામી જાય છે, તે વેળાએ મનને આરામ મળવાથી 'પૂરૂષ' પીતાના સ્વરો તેમના કાને પડવા પામે છે; જ્યારે બાળક અવસ્થામાં રમતની મોજમાં 'પૂરૂષ' પીતાના બોલો સાંભળવાને પણ ફુરસદ મળતી નહોતી. આ વેળાએ 'પૂરૂષ' પીતા એવી સુચના કરે છે કે, "હે વયે પહોંચેલા બેટાઓ, તમને રમતગમત હવે છાજતી નથી, તમારો કંટાળો તમને સીદ્ધ કરી આપે છે કે હવે એ ઢંગ છોડવાનું ટાંકણું આવી લાગ્યું છે. તમારો રમતથી અસંતોષ વધતો જશે, અને આખરે જે કાર્ય, જે ધંધો, હું કરૂં છું તેજ તમને કરવો પડશે, અને તે કર્યા વીના તમારી ખરી પદવીએ તમે પહોંચશો નહિં." બેટાઓ ગણકારતા નથી, પણ બહુ વખત વીતવા પછી તેઓમાંના કેટલાકમાં રમતોથી અભાવ અને અપ્રીતિ પેદા પડવા માંડે છે. તેઓ લાચારીએ પીતા 'પૂરૂષ' શું કહેવા માંગે છે તે જાણવાને

હવે આતુર થાય છે, કારણ કે ગમે એમ આ અભાવ બહુ અકળાવવા માંડે છે. બાળ્યાવસ્થામાં અનુભવો સંપાદન કર્યા અને હવે જ્ઞાન સંપાદન કરવાનો અને તેને અનુસરીને સાવચેતીથી ચાલવાનો વખત આવી લાગ્યો. જ્ઞાન મેળવતાં બેટ એઓ સમજવા લગ્યા કે રમત બાળ્યાવસ્થા માટે નીર્માણ થઇ છે, અને તે છોડતાંજ ચીત્તભ્રમ કરનારી હવાઇ મોજો અને છંદો મુકવાનું ભાન આવે છે, ત્યારે તેઓ પણ પોતના બાળક સાથીઓ હતા તેમને આ સમજાવવાની કોશેશ કરે છે. પણ સ્વભાવીક છે કે જેઓ હજુર રમતમાં બેહદ ગુંતાઇ ગયા છે તેઓ તેમની શીખામણ સાંભળવા પણ આવશે નહિં. વળી બીજા કંઇએક આ કથન સાંભળી એને કથા તરીકે લેખી પાછા પોતાની ગમતમાં ધ્યાન આપે છે. કંઇએક પૂખ્ત થયલા આ કથન સાંભળતાંજ તેનું વ્યાજબીપણું સ્વિકારી, ગમત છોડી જ્ઞાન મેળવવા માટે તત્પર થઇ, પોતાના આગળ વધેલા સાથીઓને આજેજી કરે છે, તોપણ તેમને જ્ઞાન મફત આપવાની મનાઇ છે તેઓ જ્યારે જ્ઞાનનો ખરો ઉપયોગ સમજી તે ઉપયોગ કરવાને સાચ્ચાં અંતઃ-કરણથી પ્રયત્ન કરે છે ત્યારે જેટલે દરજ્જે અને સારો ઉપયોગ તેઓ કરતા જણાય છે તેટલેજ દરજ્જે તેમને જ્ઞાનનાં નીર્મળ અમૃત પ્યાલાં પીવાડવામાં આવે છે. જ્યારે તેઓ મક્કમ થઇને પોતાની ખાસીયત અને શક્તિનો શુદ્ધ વિચારો, વચનો અને કાર્યોથી પૂરાવો કરી આપે છે, ત્યારેજ તેઓને અધીકારી તરીકે નેમવામાં આવે છે અને તેઓ શીક્ષકો, ગુરૂઓ, મહાત્માઓ, અથવા પેગમ્બરો વગેરેના નામે ઓળખાય છે. આ પદવીએ પહોંચીને જેઓ પોતાની ફરજો સંપૂર્ણ રીતે અદા કરે છે તેઓ 'પૂરૂષ' પીતાના માનીતા થાય છે;—એ તેમનું પહેલું ઇનામ.

અને એ વેળાએ 'પૂરૂષ' પીતાની ત્રીજોરીઓનો, પોતાનો માલ ખજાનાઓનો, પોતાની મર્મની ગુપ્ત વાતોનો, પોતાની નેમોનો, સઘળો ભરમ ખોલી નાખી દરેક અંન્તરના ભેદનો પ્રકાશીત ખુલાસો 'પૂરૂષ' પીતા કરે છે. આપણુ રાંક સંસારમાં પણ પીતા આવી બાબદો પોતાના બાળકને નહિં, પૂખ્ત ઉમ્મરે પહોંચેલા બેટાને નહિં, પણ ખરા કેળાયલા, કસી જોયલા અને લાયક બેટાનેજ સ્પષ્ટ રીતે અને ખુલ્લાં દીલથી જણાવે છે, તે એવી ખાત્રીથી કે તે બેટો પણ યોગ્ય રીતે તે સઘળી છુપી વાતો જાળવી, ઘટતી રીતે આ ચાવીઓ હાથે મળવાથી પોતાની ટુંક જીંદગીમાં અને એટલી ભલાઇ અને પરોપકાર કરશે. ત્યારે ઇશ્વર, 'પૂરૂષ,' જેનાં હાથ હેઠળ અગુહ્દ ધન, સુર્ય, ચંદ્રો, તારાઓ, ભુમીઓ, સ્રૃષ્ટિઓનો ભંડાર પડયો છે તે પીતા, ઘણીજ સાવચેતીથી, ઘણીજ કસોટીઓ ઉપર કરી, ઘણાજ પવીત્ર, સ્વર્થ ત્યાગ કરનાર, પરદુખભંજન, પરહિતકાર, માયાળુ, શુરવીર, સાહસીક, અદલ, વાસ્તવિક, બુદ્ધિશાળી, શ્રદ્ધાવળો, ધાર્મિક બેટો અથવા બેટાઓ હોય, તેની અથવા તેમનીજ પાક સંભાળ અથવાં રક્ષામાં તે ભંડારની ચાવીઓ સોંપે અને બીજા-ઓના અપવીત્ર હાથમાં ન જવા દે એમાં શી નવાઇ? શું આપણા નજીવા જેવા સંસારમાં આવા પીતાને આપણે ધન્યવાદ આપીએ છીએ તો ઇશ્વર, 'પૂરૂષ,' જગત પીતાને, આટલી સાવચેતા વાપરતાં જોઇ આપણે નાખુશ થઇ, તેને ડાહ્યો લેખવામાં ચુકીશું? શું મહાનની ડહાપણ આપણા મર્યાદાભર્યા ભેજાની અક્કલ કર્તાં ઓછું લેખવાનું આપણે અભીમાન ધરાવીશું?

આજ કાલ દરેક માનવી જેને લખતાં આવડયું તે ગ્રથો અને ચર્ચાપત્રો લખવા મંડી જાય છે, જેને બોલતાં આવડયું તે લાંબા-

ટુંકાં ભાષાણુ આપવા લાગી જાય છે. હજામના હાથમાં દાઢી આવે તો જરૂર બોડવા અથવા કાતરવાનું શરૂજ કરી દેશે. આ તે કેવો રંગ? આ તે કેવા ટુંક ભંડોળ્યા શીક્ષકો? તેમના પરસ્પર વિરૂદ્ધ, અક્કલથી ઉંધાં, અપૂર્ણ, વીચીત્ર, મનમોજી, અથવા દુષ્ટ કુકર્મિ, નુકસાનકાર શીક્ષણો આજે ભેગાં થવા પછી, જેઓ તેમને એક વેળાએ સઘળાંને સમજવા જાય છે તેઓ ચકડોળે ચઢી, બાવરા થઇ જાય, અને વીવેક ન હોવાથી, શું સાચું અને ખરૂં છે તે જાણવાની આશા મુકે, તો અચરત થવા જેવું શું છે? જેવા ચુંટેલા શિક્ષકો તેવાજ બાહોશ શિષ્યો! જેઓ આપસ્વાર્થ માટેજ લખે અથવા બોલે તેઓ પાસે સત્ય જાણવાની તે શી આશા રાખવી? જ્યારે તારી મારી મુકી, અહંકાર છોડી, શ્રદ્ધા રાખી, નમ્રતાથી જીંદગી આત્મજ્ઞાનને અર્પણ કરી હોય ત્યારે જે રોશની પેદા થાય છે, તેજ રોશની આવાજ બીનસ્વાર્થી, સદ્‌ગુણી, માનવી પાસે મેળવવા પામશો, ત્યારે આ ભુલભુલામણીમાં તમારો પત્તો લાગશે. દરેક પશ્ચીમ અને પૂર્વ દેશોના રખડતા, પ્રપંચી, ગુમાની, દુરાચરણી, માણુસ જે પણ લખે છે તે અવીવેકે વાંચી લઇ, કબુલ કરો છો, અને તેમની ખામીઓથી એકમેકના વીચારોના ફરક પડે છે તે માટે પોતે તેમને શીક્ષકો તરીકે માની લીધા તે દોષ થયો તે ભુલી જઇ મુઢ તરીકે કહેવું કે આ દુન્યામાં ખરૂં-ખોટું કેઇ જાણી શકે નહિં, એ શીંગડા વીનાના મુર્ખનેજ છાજે. તેજ વેળાએ અન્તરમાં ઠસવું જોઇએ કે ખરા શીક્ષકો અને ગુરૂઓ જેઓએ દરેકે પોતાની હસ્તીમાં, પોતાની આસપાસવાળાઓને, અને ખાસ કરીને પોતાના શાગેર્દોને પોતાના ઇલ્મ અને પોતાની કુદરત ઉપર શક્તિઓ મેળવેલી તેનો પક્કો પૂરાવો આપી ગયા છે, માનવી

ઓ સમક્ષ જેઓ પોતાની દયા અને ધર્મથી સુર્ય જેવો પ્રતાપી દાખલો બેસાડી જઇ, પેગમ્બરો, મહાત્માઓ, ઋષિઓ, અવતારો તરીકે ઓળખવામાં આવે છે, તેઓનાં શીક્ષણો શરળ અને સહેલાં આપણા મુખડાં આગળ પડયાં છે. તેઓ કહી ગયા છે કે જયારે અંતઃકરણ નીતિ માર્ગે ચાલ્યાથી સ્વચ્છ થશે, ત્યારે ખરૂં જ્ઞાન જરૂર મેળવાશે. તેઓ કહી ગયા છે કે તર્ક ચલાવનાર કરતાં નીતિવાળો મનુષ્ય વધારે પસંદ કરવા લાયક છે. તેઓ કહિ ગયા છે કે નેક વિચાર, નેક વાચા, અને નેક કામ કરવા કરતાં કોઇ જ્ઞાન, કોઇ ધર્મ, કોઇ બોધ, કોઇ શોધ, કોઇ માર્ગ, કોઇ શાસ્ત્ર, ચઢતું નથી.

જેઓ આ માયાવીક દુન્યાની ઝપટમાં અસંતોષી, નીરાશ થઇ ગયા હોય, જેઓ બેદાદી, દુષ્ટકર્મી, ખુનરેઝી, જબરદસ્તી, કલેશ, દુર્દશા, જુઠાઇ, હિચકારાપણું, અતિપાન, અમર્યાદા, અને અજ્ઞાન જોઇ હેરાન થઇ ગયા હોય, જેઓ બાળક વયના ખળભળાટો, બખેડાઓ, વ્યગ્રતાઓ જોઇ તેમાંથી છુટવા માંગતા હોય, જેઓ સત્ય જાણવાથી ડરતા ન હોય, જેઓ પોતાની ખામીઓ સુધારવા માંગતા હોય, ફક્ત તેઓ આગળજ આ "હૈયાંનો હાર" છે તેની સુગંધી અને ખુબી જાહેર થશે. આખરે તો સત્યનોજ જય—અંગ્રેમએન્યુશની હાર, સ્પેન્તેમએન્યુશનીજ જીત છે.

**શાન્તિ! શાન્તિ! શાન્તિ!**

મુંબઇ, તાં૦ ૭ મી સપ્ટેમ્બર ૧૯૦૮.



## ખુલાસો

આત્મજ્ઞાનના જીજ્ઞાસુઓ માટે તેમના એક ભાઇ-બંધે "Doctrine of the Heart" નામના એક નાના લખાણનું ભાષાન્તર સાર રૂપે આપ્યું છે, જે આશા છે કે જેઓ ઇંગ્રેજી ભાષા ન જાણતાં હોય તેમને કાંઇ મદદ કરશે. પુસ્તકનું નામ તથા ભાષાન્તર શબ્દાર્થી નહીં, પણ ભાવાર્થી છે. અસલ પુસ્તકમાં મીસીસ આની બેજંટનો "પૂર્વ શબ્દ" છે તેને બદલે ભાષાન્તર કરનારે એક પ્રસ્તાવના લખી છે.

પ્રસિદ્ધ કરનાર.

ૐ

# હૃદયવાદ.



જે ઘણી એમ માને છે કે દુનિયા અને સંસારની બાબતો જીવને સુખ આપી શકે છે, તેણે નક્કી જાણવું કે પોતાની જીંદગીમાં તેણે એ પ્રમાણે માનવાથી દુઃખ દાખલ કર્યું છે. સુખનું સાધન તો હૈયતી, શાંન્તી અને હિંમ્મતમાં સમાયલું છે. ખરૂ જોતાં તો ઇશ્વરનો કાયદો એવો જણાય છે કે, બહારનું સંસારનું સુખ કમી હોય અને સંજોગો એવા આવી પડે કે તેઓમાં જીવવું કઠીણ થાય અને જાતીભોગ ઘણો આપવો પડે, ત્યારેજ માનવી કસોટી ઉપર ચઢી પોતાનું બળ દેખાડી જે છેવટનું સુખ મળી શકે છે તેની નજદીક જઇ પડે છે. માટે ડહાપણવાળા મનુષ્યો બહારના ધાર્મીક જીંદગીના દેખાવ ઉપર ઢળી જવું ઠીક સમજતા નથી, કારણ કે જે પણ પ્રકૃતીનો આકાર હોય છે તે

ટુંક વખતનું અને મોહ પમાડનાર ખોટે રસ્તે દોરવનાર છે, અને તે ઉપર આધાર રાખવાનું પરીણામ નીરાશી છે. જે કોઇ જાહેર જીવવાની રીત તરફ ઘણો ખેંચાઇ જાય છે તેને એક વખતે એ પાઠ શીખવોજ પડે છે કે બહારની ચીજો ઉપર ઘણો આધાર રાખવો ન જોઇએ, કારણ કે તેઓ આખરે નજીવી છે. આગલા જન્મોનાં પાપ પુન્યને લીધે જે પણ અનુભવો ચાખ્યા વીના છુટકો નથી તે તો જેટલા જલદીથી મળી શકે એટલું વધારે સારૂ. ખચીતજ જયારે માનવી ઉપર એકદમ ભારી બોજો આવી પડે છે ત્યારે તે બહુ અકુળાય છે, પરંતુ જો દરદ સાજું કરવું હોય તો કડવી દવા પીવીજ જોઇએ. જયારે જીવને ફરેશ્તા અને મહાત્માઓ તરફથી હિંમત મળે છે ત્યારે તે એવું અનુભવે છે કે બુરામાં બુરૂં જાહેર કષ્ટ જીવાત્માની શાન્તી અને ધીરજ ડુબાવી શકતું નથી.

જે પ્રમાણે યુરોપનો રહેવાશી જે ગુપ્ત વિદ્યાનો અભ્યાસ કરે છે તે હિંદુસ્તાનની ભૂમી માતા ઉપર પગ મેલતાં એવું માને છે કે પવિત્ર ફરેસ્તાઓ જેમનો ત્યાં વાસ છે તેઓની નજદીક આવી પહોંચ્યો છે, તેજ પ્રમાણે એક હિંદીવાન જયારે હિમાવત પર્વતની ટોંચ ઉપર ચઢે છે ત્યારે માનવા લાગે છે. પણ અફસોસ! એ સર્વે માયા છે, અને તેનુ કારણ સહેલ છે કે એક ખંડ ઉપરથી બીજા ખંડ ઉપર અથવા એક જગા ઉપરથી બીજી જગા ઉપર જવાથી કદી કોઇ પણ પુરૂષ તે મહાન ફરેસ્તાઓ પાસે પહોંચી શકતો નથી. દાખલા તરીકે ઘણાએક લોકો દુનિયાના સર્વે ભાગો શોખને ખાતર જોઇ આવે છે, પણ તેમા તેઓનું આત્મજ્ઞાન, ન હોય તો, એમજ પેદા થતું નથી, અને થોડું હોય તો અસુસ વધતું નથી. પણ આત્મબળ મેળવવાનું સાધન એ છે કે

નીશદીન પરોપકારી કામો કરવા કાજે માથે દુઃખ આવે એટલાં ઉપાડી લઇ ધીરજ રાખવી. જે મહાત્માઓ વિષે અજ્ઞાન બાપડી (દુન્યા) હલકી વાતો બોલે છે તે બદલ એ મહાન નરોનું એમ કહેવું છે કે, એક ઝેરી સાંપના ફુંફાડાથી હિમાવંત પર્વતને ઇજા થાય છે તેટલી પણ ઇજા અમને જગતના આદમી લોકોની અમારી નીંદા કરવાથી પહોંચી શકતી નથી.

જો એક વેળા કબુલ કરો—અને દરેક ગુપ્ત વિદ્યા સંપાદન કરનાર કબુલ કરે છે—કે માનવીઓના કારોબારમાં ઘણીક જાતની દેખી ન સકાય એવી શક્તિઓ કામ કરે છે, એટલે કે હલકી જાતની માયા ઉપજાવનાર ભુલમાં નાખનાર પ્રાણીઓ ભાત ભાતના વેશ ધારણ કરે છે, અને કાળાં કામ કરનાર જાદુગરો હસ્તીમા છે, જેઓ આત્મજ્ઞાની શિષ્યોને ઉંધી બુદ્ધિ સુચવવામાં મોજ લે છે, તો તે સાથે એટલું પણ કબુલ કર્યા વીના રહેવાય નહી કે ભલી કુદરતે ખરી દયાથી અને ઉંચી પ્રકારના ન્યાય અને ઇનસાફને ખાતર માનવીઓમા કોઇ એવી શક્તી મુકેલી હોવી જોઇએ કે જેથી ઉપર જણાવેલા હલકી જાતની માયા ઉપજાવ-નાર વાતાવરણના રહીશોના અને જગતનું તારણ કરનારા મહાન શિક્ષકોના આવાજ વચ્ચેનો ફેર તુરત સમજી શકે. આ બાબદમાં તો કાંઇ વાંધો લાવી શકાય નહિં કે આપણી ઉત્તમમાં ઉત્તમ શક્તિઓ તે પ્રેરણા અને અંતઃકરણ છે જેમની મદદથી મનુષ્યજાત સચ્ચાઇ અને જુઠાઇ, સારાં અને નરસાં, ખરાં અને ખોટાં વચ્ચેનો તફાવત જાણી શકે છે. એ કારણથી ખાત્રીથી માનવું કે જે બાબદ અક્કલને અનુસરતી ન હોય, અને જે નીતિના ધર્મ મુજબ ન હોય, તે મહાન નરો જેઓ મોટા શીક્ષકો છે તેમણે ઉચરી હોય નહી.

યાદ રાખવા લાયક બીના એ છે કે એ મહાન શિક્ષકો શ્રેષ્ટ જ્ઞાન અને દયાના સાગર છે, માટે તેમના શબ્દો નિત્ય અજવાળું આપનાર અને સુધારો વધારો કરનારજ હોવા જોઇએ. તેમનેથી શાન્તી મળે, પણ એવું ન બને કે માનવીઓ અકળાય અને નીચ વૃત્તિમાં પડે. તેઓ કદી એવી રીતો પકડતા નથી કે જેથી અક્કલ અને પ્રેરણા ગભરાઇ જાય. મનથીજ વિચાર કરો કે, જો એ પ્રિત, પ્રેમ અને શાસ્ત્રોના રાજશ્રીઓ પોતાના શિષ્યોને એવું શીક્ષણ આપે કે જે સ્યાણપણ અને નીતિની બહાર હોય તો પરીણામ શું નીપજે? પરીણામ એજ આવે કે ગરીબ બાચારો શિષ્ય સાવચેતીભર્યો એતેકાદ અને ઇશ્વરી માર્ગપરની રોશની મેળવવાને બદલે વિના આધારે માની લેતાં અને નીતિનો ભંગ કરતાં શાખી લે, જેથી તે કોઇ પણ લલચાવનાર હવાઇ આકારો અથવા વામમાર્ગી દુષ્ટ આદમીનાં ફાંદામા ફસી પડયા વિના રહે નહિ. પણ કદી એવુ માનવામા એ ન આવે કે ખરાં અંતઃકરણથી ઇશ્વરી રસ્તે જનાર ચેલાઓને આ રીતે વિના આધારે મુકી દેવામાં આવે, અને તે પણ એવા શિક્ષકોથી કે જેઓ પ્યાર અને બુદ્ધિના સ્વરૂપ સમાન છે. કદાપી કોઇ માનવી આવું માને તોપણ તે થોડા વખતમાં. જયારે અજ્ઞાનપણામાંથી છુટવા પામશે ત્યારે પોતાની ભુલ કબુલ કરતો જણાશે.



ઘણીએક શંકાઓ ચેલાના ધ્યાનમાં આવે છે તેમાની એક આ છે કે જો શરીર નબળું હોય તો આત્મજ્ઞાન મેળવી શકાય કે નહિં. ખરૂં જોતાં તો જીવાત્માનો ખોરાક ભક્ષ કરવામાં શારીરિક બળ જોઇતું નથી અને આત્માનો સુધારો કરવામાં

શરીરનું દુઃખ આડે આવી શકતું નથી. એ તો તદન ભુલ ભરેલી વાત છે કે જો તનને કષ્ટ આપો અને ભુખે મારો તો જલદીથી આત્મા ખીલી શકે. હમેશને માટે ખરો સુધારો આત્માનો કરવો હોય તો પવિત્ર ગુરૂઓ જે કાર્યો ફરમાવે તેજ બને એટલી મહેનત અને ખંતથી બજા લાવવાથી થઇ શકે છે. જ્યારે વખત આવી લાગે છે કે જ્યારે આત્મીક અનુભવો તેમના મન ઉપર નાખવા પડે છે ત્યારે નક્કી માનજો કે શરીર વચમા આવી શકતું નથી. જે સહેજ મુશકેલી શરીરથી આપી શકાય છે તે પણ સાફ કરી નાખતાં પલકની વાર લાગે છે. એ તો ભુલભરેલો વિચાર છે કે કોઇ પણ જાતની શારીરિક કોશેશથી આત્મજ્ઞાનમાં જરા પણ વધારો થઇ શકે છે. તે મહાન શિક્ષકોની નજદીક જવાનો એક અને ફકત એકજ માર્ગ છે, અને તે એ કે, તેમની ઇચ્છાઓ જે સર્વે માત્ર ભલીજ હોય છે તે પુરી પાડવી, અને આટલું કર્યા પછી વધુ કશું કરવાની જરૂર નથી.



એવું જણાય છે કે સબુરી અને ધીરજ રાખવામાં અજબ જાતની મોજ છે કે જેથી એક માનવી પોતાની મરજીમાં આવે તે ન કરતાં તે મહાત્માઓ જેઓ વધુ જાણે છે અને હમેશ સારે રસ્તે દોરવે છે તેઓની મરજીને આધીન થઇ ચાલે. જ્યારે આત્મા ખીલવવાની વાત કરવી હોય ત્યારે માનવીથી પોતાની મરજી કોઇ કારણ સારૂ વચમા લાવી શકાતી નથી. ત્યારે તો એક શિષ્ય ખુદ પોતાનું સુખ ખુશીથી મુકી દઇ તે મહાન નરોને લોકના ભલાંને માટે પોતાને તેમનું હથ્યાર બનવા દે. કોઇક વખતે તેને એમ સાચુ લાગે કે તે એકલો પડી ગયો છે અને તેને સર્વે કોઇ

વીસરી ગયા છે, પરંતુ જ્યારે પણ તેનું કામ પડે છે ત્યારે તે ફરેશ્તાઓ તેની બાજુમાં આવી ઉભા રહેલા જણાશે. દીવસ પાછળ રાત આવવી અવશ્ય છે, પણ એજ બહેતર છે કે અંધારૂં આવી પડે તે આપણા એકલાનેજ હેરાન કરે, જો કે તેથી આપણું પોતાનું દુઃખ બહુ તીક્ષણ પણ થઇ જતું હોય. સર્વથી ઉત્તમ બક્ષીશ એ ગણાય છે કે તે ફરેશ્તઓના હાજરી અને તેમની મદદ આપણને પહોંચે: પણ તે મજાહ પણ આપણે ખુશીથી ત્યાગ કરવી ઘટે છે, જો પરીણામમાં તે કર્યાથી સૃષ્ટિનું તારણ કાંઇક દરજ્જે સહેલ થઇ પડે.



તમારે દુઃખની કદર પીછાનવા શીખવું અવશ્ય છે. કારણ કે દુઃખથી તે માત્ર માણસજાત કાર્ય કરવાને વધુ હુશીયાર અને સામર્થવાન થાય છે. જો કુદરતનો કાયદો એજ હોય કે જગતમાં ઝગડો ચાલતી વખતે યારી આપવી, તો પછી તમારે શાન્તી વાસ્તેજ તલપ્યા કરવું એ રીતસર ન કહેવાય. જ્યારે ચોપાસ અંધકાર જણાય ત્યારે એવી કોશેશ કરો કે તમારા મનમા નક્કી ખાત્રી થાય કે એ અંધકાર ખરો નથી. એમ સમજી લો કે જો કદાપી માયામા તમને એ પ્રમાણે નાખ્યા હોય તો તે એટલાં કારણથી કે વખત આવવે તે મહાજ્ઞાનીઓ પોતાની બરકતોનો વરસાદ વધુ ખુલાસાથી પાછળી વરસાવવાનો મનસુબો રાખે છે. શબ્દો અથવા શીખામણો સંકટ સમયમાં બહુ દીલાસો આપી શકતા નથી, પણ શિષ્યે શ્રદ્ધા અને દીનદારીમાં ઘટાડો થવા દેવો જોઇએ નહિ અને ફરેશ્તાઓ નજદીક છે તેનુ ભાન રાખવું જોઇએ, અને નક્કી માનવું જોઇએ કે જો કદાપી

વારને માટે અજવાળું તેઓએ ખેંચી લીધું હોય તોપણ તે ભલા પરોપકારી મહાત્માઓની દેખરેખ હેઠળ મનશક્તિ ભિત્તરમાં દીનપરદીન ખીલતી જાય છે. જ્યારે મન ફરી શાન્તીમાં આવે છે ત્યારે ખુશી અને અચરતીથી નીહાળે છે કે મનના જાણ્યા વીના આત્મબળમાં વધારો થઇ ગયો છે. કાયદો એવો છે કે આત્માને ખીલવવાને માટે થોડી યા ઘણી ભયંકર રાત્રીઓમાંથી પસાર થવું પડે છે, અને જ્ઞાની લોક એ કાયદો જાણીને કુદરતની સામે લડતા નથી તેમજ અંતઃકરણમાં પીડાતા નથી. ખાત્રી રાખવી કે રાત્રી પુરી થઇ કે સુર્યને કીર્તિ સાથે ફરી નીહાળશો. યાદ રાખો કે કાળામા કાળા ધુમાડાની પાછળ તે મહાજ્ઞાનીઓ જુગોના રાજાઓનો ઝલકાટ છુપો છે. મક્કમ હિમ્મતથી ઉભા રહો અને તેમની ઉપર ઇમાન રાખો અને કાંઇ પણ ડર રહેશે નહિ. જ્યારે આત્માની ચક્ષુ ઉપરથી અંધકાર દુર થાય છે ત્યારે માલમ પડે છે કે તે અંધકાર કેટલો છાયા જેવો નિર્બળ અને માયાવિક હતો. પણ જો એ અંધકાર સહેવાની સબુરી ન રાખો તો માલમ પડી આવે છે કે તે કેટલી બળવાન છે, કારણ કે ઉમદા જીવાત્માઓ તેથી કેટલીક વખતે પાયમાલ થઇ ગયા છે.



ખુદાઇ માર્ગની જીંદગી અને હીત વપરાસથી ઘટી જતાં નથી, બલકે એ ખર્ચ કરવાથીંજ વધુ મજબુત અને જુસ્સાભર્યાં થાય છે. બની શકે એટલાં સુખી અને સંતોષી થજો, કારણ કે ખુશી અને આનંદમાં ખરી પાક જીંદગી સમાયલી છે, અને જે જે દુઃખ પડે છે તે માત્ર અજ્ઞાનપણુથી યાતો મન સાફ ન હોવાને લીધે માનવીઓને સંતાપ આવે છે. જેટલી કોશેશ થઇ શકે

એટલી કરો, અને અફસોસ અને દુઃખના વિચારો નીશદીન દુર રાખો, કારણ કે તેઓથી ખરો ધર્મ શો છે તે જોવામાં અડચણ પડે છે. જો કદાપી એવા વિચારો મનમાં દાખલ થવા પામે તો પણ હુશીયારી રાખી તેઓ સાથે લડી બહાર હાંકી કાઢવાની નિત્ય ઇચ્છા રાખો, કરાણ કે યાદ રાખો કે-જગતનાં હૃદયમાંજ આનંદ પ્રવેશ કરી રહ્યો છે.

નીરાશી ચેલાને છાજતી નથી, કારણ કે તેથી શ્રદ્ધા અને જાન-ફેશાની ઘટે છે અને નીચ અને ભયંકર શક્તિઓ ચેલાના અંતઃકરણમાં પેસવા પામે છે અને ત્યાં ઝઘડો મચાવી શકે છે. એ નિરાશી વિચારો ઉત્પન્ન કરી એ હલકી શક્તિઓ શિષ્યને વિના કારણે ત્રાસ આપવામાં સફળ થાય છે, જે એવી મન્છા રાખે છે કે શિષ્યના ગભરાટની અંદર કાંઇક પોતાની બુરી રીતો તે પકડી લે. એવું અનુભવવામાં આવ્યું છે કે આવા હુમલાઓ જ્યારે ચેલા ઉપર થાય છે ત્યારે તેનું પોતાનું બળ કારગત આવતું નથી, અને માયાની જાળમાંથી એ વેળાએ છુટવાની તેની એકજ રીત છે કે મહાજ્ઞાનીઓને શરણે રહેવું અને તેમની ઉપર કુલ ભરૂસો રાખવો. કારણ તેનું સિદ્ધ છે. જે વેળા ઉંચી શક્તિઓ સામે લડવું પડે ત્યારે તેજ પ્રકારની શક્તિઓ જે ઇશ્વરી માર્ગના લોકો વાપરી શકે છે તે કામમા લાવ્યા શીવાય છુટકો નહિં. હવે જ્યારે આ માયાના ફાંસાઓ અને કપટો, ઉધી અને વામમાર્ગી શક્તિઓ શિષ્ય સામે લડાઇ ચલાવે, ત્યારે રૂડા, પરોપકારી મહાત્માઓનું બળ તેમની સામે કર્યા વિના બીજો રસ્તો નથી. તેથી અવસ્ય છે કે આપણીજ સહિ-સલામતીને માટે આપણું જુદાપણું ભુલી જઇ તેમને શરણે જઇ પહોચવું કે અહંકાર પુરોજ ભસ્મ થઇ જાય.

**આપણે** જાણીયે છીયે કે હરએક ધર્મબોધની મંડળી **અને** હરએક ધર્મની ઉપર દેખરેખ રાખનાર માનવીઓ નાના સરખા નથી પણ મોટા બુદ્ધિમાન અને શ્રેષ્ટ ફરેસ્તાઓ અને અમશાસ્પંદો યાતો કીર્તિમાન દેવતાઓ છે. તે કારણથી આખરે પ્રત્યેક મંડળી અથવા ધર્મની અવસ્થા શી થશે તે સારૂં મુઝાવું ન જોઇએ, પણ આપણું કામ યોગ્ય રીતે અને ઉમંગથી આપણી બુદ્ધિ પ્રમાણે બજાવી સંતોષ પકડવો જોઇએ. ચીંતા અને સાવચેતી એ બન્ને ગુણો કુદરતે પેદા કર્યા છે તેમા બેશક ડહાપણ તો છે: જેવું કે સાધારણ માણસમાં એ ગુણો ન હોય તો તેમનું મન પણ તેઓ બહાર દોડાવે નહિં અને તનને પણ કશી મહેનત આપે નહિ, અને, ટુંકમાં, જે મન અને તનમાં હાલ સુધારા થતા જાય છે તેનો અડધો ભાગ પણ થઇ શકે નહીં. પરંતુ એ ગુણો માનવીને આ રીતે ઉમંગી અને ડહાપણ ભર્યો બનાવી દે છે તે પાછળ તેમનું કામ રેહેતું નથી અને તેમને બદલે ફરજની લાગણી અને સત્ય તરફ હીત અને ખેચાણ પ્રવેશ કરે છે. અને આ ફેરફાર થયા બાદ જે મનની તીક્ષણતા અને ફરજ બજાવવાનો જુસ્સો ખાલી નીકલે છે તે શરીરની કોઇ પણ જાતની કસરત અને બળથી મેળવી શકાતો નથી. માટે સર્વે નીરાશી દુર કરો, અને આત્માને સર્વે રોશનીના મુળ તરફ ફેરવો, અને તમારી વધુ કે ઓછી શક્તિ પ્રમાણે જગતને જે મદદ આપવા સંસારમાં જન્મ લીધો છે તે આપવાની કોશેશ કરો; પણ તેના પરીણામમાં તમે સફળ યા નિષ્ફળ થાઓ તેની કીંચીત પણ ચીંતા રાખશો નહિં. આ દુનિયામાં ધર્મ ફેલાવવા મહાગુરૂઓ અવતર્યા હતા અને તેમને આધીન થઇને આપણે ચાલીશું.



**સર્વથી** દુઃખદાયક બાબદ એ છે કે આપણા બાઇબંધ માનવીઓનો મોટો ભાગ આંધળી અને ઝનુની રીતે વિષયો સજી ઇંદ્રીઓની મોજોમાં પડી રહી જીંદગીનો કુલ અર્થ ઉંધો સમજે છે. આવું અજ્ઞાનપણું અને બેભાની છે તે તેમને પરીણામમાં ખાલી શરીરના કષ્ટો સહેવાં પડે છે તે કરતાં વધુ આપણાં અંતઃકરણને દાઝ અને દુઃખ દેનાર છે. જો કે એક ચેલા ઉપર વીપત કાળમાં કાળજું બાળનાર આફતો આવી પડે છે તે ટાળવા ખુશીથી એક માનવી પોતે દુઃખ ખમી જાય તોપણ તેમને માટે જે શોખ ઉત્પન્ન થાય છે તે અજ્ઞાન દળીદ્રીઓ જેઓ આગળનાં પાપો માટે સંતાપમાં સપડાય છે અને તેનુ કારણ સમજી શકતાં નથી તેમની દુઃખદાયક હાલત આગળ કાંઇ પણ બીસાદમાં લાગતો નથી



**મનનો** અધિકાર વિચાર કરવાનો અને સરખામણી કરવાનો છે; પરંતુ આત્મવિદ્યા તેથી ભણી શકાતી નથી. હાલ તુરતના રાહઘાટ ઉપરથી આપણને સિદ્ધ થાય છે કે વિના કારણે બોલવા અને વિચારવામાં બારીકીઓની ઉપર કંટાળા ભરેલો વજન મુકવામાં આવે છે પણ એટલું લક્ષમાં રાખવું જોઇએ કે સંસાર એક નિશાળ બરાબર છે અને કોઇ પણ અનુભવ નઠારો યા હસવા લાયકનો મળ્યો હશે તે ડાહ્યા માનવીને ઉપયોગી અને કીમતી જણાયા વિના રહેશે નહિ. જે કાંઇ બુરી ચીજો અને બનાવો જોવા યા સહેવા પડે છે તે આપણને શ્યાણપણ શીખવે છે અને જે કાંઇ આપણી ચુકો થાય છે તે પણ ભવિષ્યનાં આપણાં ભલાંનેજ માટે બનવા પામે છે. તે કારણ સારૂ ગમે એવી

પદવી ઉપર આપણે હોઇએ, કે જે બહારથી ઠીક ન લાગે, તોપણ ખડબડવું ન જોઇએ.



કર્મનું જે બંધારણ છે તે એ પ્રમાણે સમજાવ્યું છે કે ઇચ્છાથી કરેલાં કામો અને નિશ્ચયોમાથી તે જન્મ લે છે. એટલે નીતિનાં કાયદાઓ એ પ્રમાણે જણાવે છે કે જે કોઇ કાર્ય ફરજ તરીકેજ માત્ર કર્યું હોય, એટલે કે કરવુ હતું માટેજ કર્યું એ પ્રમાણે બન્યું હોય, તો કદી પણ માનવીના નીતિભાવને તે કાર્યથી ઇજા પહોંચતી નથી, જો કે તે બાબદમાં ખરી ફરજ અને ધર્મ શું છે તે સમજવામાં એક બારગી ભુલ્યો પણ હોય. ખરેખર જે ચુક કરી તેના પરીણામમાં દુઃખ તો ખમવુ પડે છે, પણ આવી ચુકથી જીવાત્માને કલંક લાગી શકતો નથી.



ડહાપણ એમા સમાયલું છે કે જે પણ બનાવો જીંદગીમા ગુજરતા જાય તેમાંથી ધડો લેતાં શીખવું અને એજ પ્રમાણે વ્હાલા દોસ્તો અને સગાંઓની જુદાઇથી જે દુઃખ થાય છે તેમાંથી શીક્ષણ લેવું યોગ્ય છે. આત્માને આગળ, દુર અને પાસે, થોડી અને ઘણી મુદ્દતનો તફાવત રહી શકતો નથી. એ બાબદો માયા ભરેલી છે જેમની હસ્તીજ નથી, અને જે તેઓ ડોળ ઘાલે છે તેને જન્મ આપનાર અજ્ઞાન ભેજું અને જીવાત્માને કેદ કરનાર મનના તુરંગો છે. દુઃખ વીત્યાથી એટલું તો નક્કી માનવું કે ખુદાઇ માર્ગ ઉપર જવાને માણસ જાતને વધુ હોંસ થાય છે કે જેથી સંસારની બલાઓમાંથી મુક્તિ મળે આપણુ હરેકને દુઃખમાંથી ભલુંજ થશે માટે નારાજ થવું ન જોઇએ. એ ઉપરાંત

જેઓ ચેલાઓ છે તેમને તો સમજવું ઘટે છે કે કાંઇ પણ મોટી આફત તેમની ઉપર પડે છે તે મહા બળવાન અને જ્ઞાની ગુરૂઓની મરજી વિરૂદ્ધ પડતી નથી, માટે જ્યારે તે આવે ત્યારે માની લેવુ કે તે સહેવાથી એક પગથિયું આગળ વધી શકાશે અને તે ગુરૂઓ-ની અને કુલ માનવીજાતની સેવા વધુ સંતોષકારક રીતે થશે.



તે ગુરૂઓની સેવા થાય અને ગમે એવાં તુફાન અને બળતાંઓમાંથી આત્માને ચાલવું પડે તોપણ જો તેમનીજ તરફ આપણો આત્મા દોરાય તો આ ટુંક વખતનો માંસ અને હાડનો ડગલો જોઇએ એવું સંકટ ખમે તો શી દરકાર છે? આ દુઃખોનું કારણ આપણે ધ્યાનમાં રાખવું બહુ અગત્યનું છે. આ રીતે જે આવી પડે છે તેથી એમ સમજો કે પુર્વનું અથવા પુર્વ જન્મોનું માઠું કર્મ ધોવાઇ જાય છે. જેવું વાવ્યું હતું તેવું કાપણીમાં મેળવો છો. કર્યું તેનુ ભરવું પણ જોઇએ. પણ માઠું કર્મ કપાયાથી જરૂર વધુ સાફ અંતઃકરણથી અને મક્કમતાથી સેવા બજાવી શકાશે. આ માયાવિક જંજાળોમાં આવા ઉમદા વિચારો રાખ્યાથી શું આપણને દીલાસો નહિં મળશે? જ્યારે જ્ઞાન અને શ્રદ્ધા આપ-ણામાં હોય છે ત્યારે ખમવું એ કેટલું મધુર થઇ પડે છે? અને આમ ખમવામાં અને અજ્ઞાની અને નાસ્તિકના સહેવામાં કેવો મોટો તફાવત! આપણે એમ પણ ઇચ્છવા તૈયાર થઇ જઇએ કે સર્વ સૃષ્ટીનું સંકટ આપણાંજ શીર ઉપર આવી પડે, કે જેથી આપણા ભાઇબંધ માનવીઓને દુઃખમાથી મુક્તિ મળે અને સુખ વ્યાપે. ઇસુ ખ્રીસ્તના જન્મચરીત્રમાં એનું ક્રોસ ઉપર મરણ પામવું એવો હેવાલ જણાવ્યો છે તે ચેલાના આવા પરોપકારી અને

પરહિતકારી વિચાર દર્શાવે છે. નિત્ય શ્રદ્ધામાં એકમન રહી, પ્યાર અને સત્તના માર્ગ ઉપરથી પગ બહાર ન કાઢશો. આટલુંજ તમારૂં કાર્ય છે, બીજું સર્વે બનવાનું તમારા હાથમાં નથી, પણ જે દયાળુ દેવતાઓની સેવા કરો છો તેમના કાબુમાં છે તેઓ તે કરશે. તમને પોતાને આ વાત માલમ તો છેજ, પરંતુ આ લખ્યું વાંચવાથી તમારૂ જ્ઞાન સાચ્ચું છે તેનો તમને દીલાસો મળશે, કારણ કે આપણે જે અભ્યાસ સર્વથી અચ્છો કર્યો હોય છે તેજ ભુલી જવાય છે, અને કંગાલ વખતમાં એક દોસ્તની ફરજ એ છે કે તમે પોતે જે શીખવતા હતા તેજ યાદ આપવું અને નહિં કે નવો ઉપદેશ દેવો. માયાનું વર્ણન શું કરીયે ? કોઇ વખતે તે કેટલી સુંદર અને મોહ પમાડનારી લાગે છે અને કેટલીક વેળા શું બીકાળ અને દલીદર જણાય છે? ખરેખર મહામાયા એજ ઉંડામાં ઉંડી ભુલભુલામણી છે, અને જે તેને સમજવાને શક્તિવાન થયો તેજ બ્રાહ્મણ, ઇશ્વર, પરમાત્મા, અહુરમજ્દ, ખુદા સાથ પોતાની એકતા જોવા પામ્યો, કે જેથી તેણે અનંત આનંદ અને રોશની મેળવી.



જે આશ્ચર્યકારક રીતે કાલી માતાને નીચે પડેલા શીવ મહારાજ ઉપર ઉભેલી ચિત્રોમાં જોવામાં આવે છે તે ગુસ્સા અને ધિક્કારનો ઉપયોગ બતાવી આપે છે. કાલીનુ કાળું સ્વરૂપ ક્રોધ દેખાડે છે અને તેના હાથમાની તલવાર તે અંગબળ જણાવે છે, અને તેના આકારની મતલબ એજ છે કે જ્યાં સુધી માનવીમાં ક્રોધ, ધિક્કાર અને શરીરનું જોર છે ત્યાં સુધી તે સર્વે હવસો અને ઇચ્છાઓને પગ નીચે દબાવી નાખવાને વાપરવાં જોઇએ. બીજું પણ એવું સમજાય છે કે જ્યારે મન આત્મજ્ઞાન

તરફ દોરવાય છે ત્યારે શો બનાવ બને છે? સાંભળો: હજુ તો આપણી બુદ્ધિ અને મનનું સમતોલપણું નથી મળ્યું, માટે આપણી ઇચ્છાઓ આપણા જુસ્સાઓથી આપણે છુંદી નાખીયે છીએ. આપણા પોતાના દુર્ગુણો સામે આપણો ગુસ્સો બતાવી તેમને નાબુદ કરીશું. તે સાથે આપણો અહંકાર પણ તેજ રીતે આપણા મન અને તનની નાલાયક વલણો સામે લડવાને વાપરીશું કે જેથી પહેલું પગથિયું આપણે આત્મજ્ઞાનની સીડી ઉપર ચઢીશું. જમીનદોસ્ત શીવ જે ચીતારમાં બતાવામાં આવે છે તે ઉપરથી આપણને શીખવવામાં આવે છે કે જ્યારે એક માણસ પોતાના દુર્ગુણો સાથે યુદ્ધ ચલાવે છે ત્યારે તેને પોતાના સર્વથી શ્રેષ્ટ આત્માનું ભાન રહેતું નથી, બલકે તે આત્મા ઉપરજ પગ મુકી ઉભો રહે છે, અને જ્યાં સુધી પોતાનો છેલ્લો શત્રુ જે હવસ હોય છે તેને કતલ કરતો નથી ત્યાં સુધી તે એ પણ જોઇ શકતો નથી કે આત્મા એ લડાઇના વખતમાં કયાં રહી આ શુભ કામ નિહાળે છે. એ પ્રમાણે કાલી શીવ મહારાજને પોતાના પગની હેઠળ કયારે જુએ છે કે જ્યારે છેલ્લો શત્રુ જે અહંકારનો દૈત્ય છે તેને મારી નાખે છે, અને તે વેળાએ શીવને પગ નીચે પોતાના અનસમજુ ગુસ્સાનાં આવાં પરીણામમાં આવેલો જોઇ શરમાઇ જાય છે. એ રીતે પ્રથમ સર્વે દુર્ગુણો ટાળવા જોઇએ, અને જ્યારે તેઓ એક પછી એક નાબુદ થઇ જશે ત્યારેજ એકલપેટાઇ અંતઃકરણમાંથી નીકળશે અને આપણા જીવાત્માના દર્શન મળશે— જે આપણો શીવ છે. એજ શીવની ઇચ્છાઓ જ્યાં સુધી આપણામાં વસ્તી હતી ત્યાં સુધી આપણે દરકાર પણ કરતા ન હતા.



ખુશી સાથે આપણે ખુદની સાંકડી ઇચ્છાઓ ત્યાગ કરવી જોઇએ કે તે ગુરૂઓની સેવા પુર્ણ રીતે થાય. આ કર્યાથી ખાતરીથી સમજવું કે તેમની આજ્ઞામાં રહેવાશે અને કોઇ ઘણી ભયંકર ખીણમાં અનજાણપણે જતો હશે તેમાથી બચાવ થશે. તે ઘડીએ તો આપણને સારી લાગતી ચીજ યા વિચાર આ પ્રમણે શરણ કરી દેતાં મુશ્કેલી લાગશે ખરી, પરંતુ યજ્ઞથી એટલે ભોગથી અથવા આપણી ઇચ્છા તજી દેવાથી કેવળ આનંદ શિવાય બીજું કાંઇ પણ પ્રાપ્ત થતું નથી. જો કેળવણી માગતા હોવ તો કેટલાંક ટુંક સાલના અરસામાં જે નાસીપાસીથી મહાત્માઓના ચરણ ઉપર ધ્યાન લગાડવું પડે છે, જે શિવાય શાન્તી કોઇ પણ ઠેકાણે મળતી નથી, તેવાં સાલ ગુજારવામાં છે; અને રફતે રફતે ચેલાને એવી ટેવ પડે છે કે કાંઇ પણ પ્રકારના સંકટમાં તેમને શરણે જાય છે અને જ્યારે પણ તેમનો વિચાર કરતો નથી ત્યારે દુઃખી અને એકલો પડી ગયો હોય એવું તેને ભાસે છે. આ રીતે નિરાશીના અંધકારમાથીજં તેને માટે રોશની પ્રગટવા માંડે છે, જે ત્યાર પછી કદી ઝાંખી પડતી નથી. તેની ખાત્રી એમ થશે કે જે મહાન નરો દુરઅંદેશીથી ભવિષ્યકાળમાં શું બનવું જોઇએ અને બનનાર છે, જે આપણી આંખોથી છુપું છે, તે જાણી અને ધ્યાનમાં લઇને ફરમાવે છે તે જગતનાં ભલાંને માટે હતું અને છેજ. તુરતના પરીણામો અને પળવારનો સંતોષનો વિચાર છોડી દેયા વિના છેવટમાં કાર્ય સફળ થવું બની શકતુ નથી. જો આ પ્રમાણે આખરની ફત્તેહને માટે વધુ આતુર રહેવા પામીશું તો આપણે આજને આજ તેનું ફળ ચાખવાને લોભાશું નહિં. દુઃખથીજ સંપુર્ણતા અને પવિત્રાઇ મેળવી શકાય છે અને તે ખમ્યાથી આપણે સારી પેઠે નોકરી બજાવીશું. જીવવું

તે એવું કે સર્વે જીંદગીનો તે ગુરૂઓના પગ આગળ ભોગ આપવો. જીવ આપણને નથી ખાસ ખોઇ દેવો પડતો, પણ જીંદગી પવિત્ર કરવી પડે છે, અને તે કષ્ટના અગ્નિમાં નાખ્યાથી થાય છે.

આપણે મગન થવું જોઇએ કે **તેમના** કાર્યને મદદ કરવાને આપણને સંજોગ મળે છે. આપણને દુઃખ પમાડયાથી તે બાપડાં માનવીઓને એક પગલું આગળ ચઢાવી શકે. જે પણુ સંકટ શિષ્ય ખમે છે તેથી એમ સમજવું કે દુનિયાને કોઇ વાતે ફાયદોજ થાય છે. માટે તેણે ખુશી થવું જોઇએ, કારણ કે આ પ્રમાણે તે દુઃખમાંથી જગતને સુખ નીપજતું સાફ જોઇ શકે છે. જો એક વાત ખરેજ સૃષ્ટિમાં ચોખ્ખી જણાતી હોય તો એજ છે કે કાંઇ પણ રાખવા યા મેળવવા લાયક ચીજ, વિના મહેનતે, વિના ભોગે, મળી શક્તી નથી.



જેણે અહંકાર તજી ઇશ્વરના હાથમાં તન સોંપ્યું, તેને સખ્ત દુનિયાની બીકટ પરિક્ષાઓની ફીકર કરવી પડતી નથી. "જેમ તું ચલાવે છે તેમ હું ચાલું છું!" આ રીતે સહેલ કર્મ બંધનથી મુક્તિ મળે છે, કારણ કે જેણે સર્વે શક્તિઓ મહાત્માઓને અર્પણ કરી, તે સ્વતાનું નવું કર્મ ઉપજાવતો નથી. એ પાછળ શ્રી કૃષ્ણનું વચન છે કે "તેનો હીસાબ હશે તે હું ચુકવીશ." ચેલાએ કાર્યના પરીણામનો વિચાર પણ કરવો નહીં જોઇએ. ઇસુ ક્રાઇસ્ટે પણ શીખવ્યું છે કે "કાલે શું થશે તેની ચીંતા આજે ના કરો."



**ગુસ્સો** આવ્યો એટલે તે પ્રમાણે ચાલવું ઘટીત નથી. અતીશય ઉત્સાહ આત્મજ્ઞાનીને છાજે નહિં અને તેની વર્ત્તણુકમાં

ઉત્સાહી આવી શકતી નથી. એવા પુરૂષની મોટી મુશ્કેલી એટલીજ છે કે મધ્ય માર્ગ જાળવવો પડે છે, અને તે ખરાં જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. એ પુરૂષે બહાર કરતાં વધુ અંદર આત્માની જીંદગી ગુજારવી પડે છે. એની લાગણીઓ વધુ હોય છે, એ વધુ અનુભવે છે અને વધુ માહિતગાર થાય છે, પરંતુ એ બાબદ કમી અને કમી બહાર દેખાડે છે. જે પણ ભોગો આપવા પડે છે તે અંદરની જીંદગીને લગતા હોય છે. સાધારણ ધર્મની ઉત્સાહવાળાં માનવીઓને બહારની ક્રિયાઓ જાળવવા અને લોકઅર્ચા અને લાલચો જીતવા માટે પોતાનું બળ વાપરવું પડે છે, પરંતુ આત્મજ્ઞાનીનું બળ અને ભોગ ઘણી ઉંચી નેમોને માટે વપરાય છે. અર્થ જોવો જોઇએ અને વિચીત્ર થવું જોઇએ નહી, જે પ્રમાણે હંસ પાણી અને દુધના ભેળમાંથી દુધ ખેંચી લે છે અને પાણી રહેવા દે છે, તે પ્રમાણે એક આત્મજ્ઞાની પોતાના જીવતરમાંથી સદ્દગુણી તત્વો ભેગાં કરે છે અને જે કોટલાંમાથી આવો ગર કહાડી લે છે તેને ફેંકી દે છે.



**એમ** શા કારણ ધારવું જોઇએ કે ગુરૂઓએ માનવીની જીંદગી અને કામોમા વારંવાર હાથ નાખવો જોઇએ? અને તેઓ નથી નાખતા એટલે શું એમ માનવું કે તેમની હસ્તીજ નથી અથવા તો તેઓ નીતિ સંબંધ બેદરકાર છે? ત્યારે તો એમ કહેવાય કે નીતિના કાયદાજ નથી; કારણ કે તેનો ભંગ કરનાર ઘણાએક પેદા પડે છે. શા માટે ભુલી જાઓ છો કે ગુરૂઓ જીવનમુકતો હોવાને લીધે તેઓ કુદરતના કાયદા બરાબર ચાલે છે અને તેમનેથી તેનો અનાદર થઇ શકેજ નહી, કારણ કે તેઓ પોતે કાયદાના

તત્વ જેવાજ છે. પણ આ બાબદ સંતાપ થવો ન જોઇએ, કારણ કે એવી બાબદોમાં લોક શું કહે છે તેને આધારે આપણે ચાલતા નથી, પણ આપણો આત્મા શું ફરમાવે છે તેની ખોળ કરીયે છીએ. આવી તપાસ કરવામાં અને લોકચર્ચા સામે થઇ સત્યની શોધમાં જે લડત ચલાવવી પડે છે તેનેથીજ માત્ર હૃદય શુદ્ધ થાય છે, અને નહિં કે જુસ્સાથી દોરવાઇ જઇને બુરી ચીજો માટે બહારનો ધિક્કાર બતાવ્યાથી.



**મુશકેલીઓ** અને દુન્યાની જફાઓ તે શી છે? તે શું આપણને મજાહો અને સગવડો જેટલી વાહલી નથી? તેઓ શું આપણને સર્વથી ઉમદા કેળવણી આપતાં નથી? એ ઉપરથી શું આટલું સાબીત નથી થતું કે જીંદગીની સરદી–ગરમી અને ફેરફારો છતાં આપણને વધુ ધીરજ અને શાન્તીથી દીવસ કહાડવા ઘટે છે? અને જો આપણે ચેલા હોઇયે તો આપણી શાન્તી ખોવાથી શું આપણે વધુ ઠપકાને પાત્ર ન થઇયે? ચેલાએ ગમે એવુ તુફાન બહાર ચાલી રહ્યું હોય તોપણ સ્થીર મન રાખવું જોઇએ. ટોંચ ઉપરથી જોશો તો જગત ઘેલી જણાશે, પણ જુવો તો સહિ કે ગાંડી છતાં તે કેટલો મોહ પમાડે છે! અને ખરૂં ઘેલાપણ તો એજ કે, એ ઘેલાપણાથીજ અજ્ઞાન રહેવું અને એમજ માનવું કે મન ખરેખર દરૂસ્ત અને ડાહ્યું છે. અરે! જો બાતેનમાં રૂહ અથવા આત્મામાં વસતી સમાધાની અને મધુર ગાણું જેણે ન અનુભવ્યાં હોય, કે જેથી પુરાવો થાય છે કે જગતનું ઘેલાપણું બહારનુંજ છે, તો જીવતર કેવું દલીદ્ર થઇ જાય!

શું તમને નથી લાગતું કે જો આપણે શોકાતુર થઇયે તો નગુણા થયલા કહેવાઇયે, કારણ કે આપણે તો ગુરૂઓની આજ્ઞા

શીર ચઢાવ્યે છીએ અને ફરજ અર્થે સંસારમાં ભાગ લઇએ છીએ? તમારે માત્ર ખાલી શાન્તી અને સંતોષજ રાખવાં ન જોઇએ, પણ તમારે હર્ષિત રહેવું જોઇએ, કારણ કે ગુરૂઓની સેવા કરવાનું તમને માન છે, અને તેમની યાદ, તેજ સર્વથી શ્રેષ્ટ મોજ છે.



જેટલું નક્કી મોત છે એટલુંજ નક્કી એ છે કે તેઓ કદી પણ આપણને વીસરશે નહિં. આપણું કામ તો એ છે કે તેમને ખરા અંતઃકરણથી વળગી રહેવું. જો આપણી ભક્તિ ચોખ્ખી હશે, તો આપણે તેમના ચરણ આગળથી કદી હઠીશું નહિં. પણ ખરી ભક્તિ શું છે તે જાણો છો કે? તમે સારી પેઠે ભણ્યા છો કે યોગ્ય ભક્તિ એને કહે છે કે આપણી મરજીનો ત્યાગ કરી અહંકાર કેવળ બાળી નાખવો કે જેથી જુદાઇ રહેવા ન પામે. જ્યારે કુલ માનસાઇ ખવાસ પરમાત્મોના કાયદાને આધીન થાય છે, જ્યારે એક પણ વિષય બાકી ન રહે, અને જ્યારે હરેક વિચાર, તુરંગ, ખાહેશ, અને જાહેર અને છુપી લાગણી પરમેશ્વર, અહુરમજ્દ, ખુદા, જીહોવાના નિયમ પ્રમાણે ચાલે છે ત્યારે પુરી ભક્તિ સંપાદન કરી કહેવાય છે. જો નિષ્ફળતા ન ભોગવવી હોય અને યથાવિધિ સુધારો કરવો હોય અને ખચીત જીત મેળવવી હોય તો ભક્તિની આ પદવીએ પહોંચવું અવશ્ય છે. જો ચેલો પાછળ હઠે તો એમ ન સમજવું કે મહાઋષિઓની સાવચેતી. અને પ્રિત છતાં તે હાર્યો. પણ સાવચેતી અને પ્રિત ઓછી હોવાને લીધે નહિં, પણ ખુદની અહંકાર અને જાતી નબળાઇને લીધે; અને જ્યાં લગી જુદાઇનો વિચાર તેમાં રહી ગયો

છે ત્યાં લગી એમ ન કહેવાય કે તે ઉંધે રસ્તે ચાલી નહિ જશે, કારણ કે એ જુદાઇ લાખ્ખો વર્ષથી જીવાત્માને લાગુ પડી છે અને માયાના ફાંદામાં લપટાવી રહી છે.



કોઇ પણ પ્રકારે આપણે અંધારામાં ન રહેવું જોઇએ. કેટલીક વાતો જો કે સાચી હોય છે છતાં બહુ માઠી લાગે છે; પણ ડહાપણ એમા છે કે વાતો જાણવી અને તે પ્રમાણે આપણે સુધરવું. હવાઇ દેખણમાં રહેવું એટલે ખરૂં સ્વર્ગ દુર કરી નાખવા બરોબર છે. જો આપણે ખંતથી શોધવા બેસશું કે હજુ આપણામા જુદાપણું અને અહંકારનો અંશ છે કે જેથી કોઇ પણ કુદરતી બનતા બનાવો ન બને, એવી ઇચ્છા થાય, તો કદાપી એમ જણાય કે આવી ઇચ્છાનું કારણજ તમારા મનમાં નથી. આપણે જાણીયે અને માનીયે છીએ કે જુદાપણું એ માયાત્રિક પદાર્થ છે, અને અજ્ઞાનપણું અને જાતી હવસો અને કામીક વિચારો આ જુદાઇની લાગણીને લીધે હસ્તીમાં આવે છે, તેથી જ્યારે એવા ખોટા અને હવાઇ ખ્યાલો બદલ આપણે વિચાર કરીયે છીએ ત્યારે તેમને હસી કહાડયા શીવાય રહેતા નથી. પરંતુ જો આપણે જીંદગીના બનાવો સારી પેઠે તપાસશું અને સહવારથી રાત્રી સુધી હુસ્યાર રહીશું અને બદલાતા સમાગમોમાં વીકારી જીંદગી જોઇશું તો આપણી ખાત્રી થશે કે આપણું જ્ઞાન અને શ્રદ્ધા અને આપણી જીંદગી ગુજારવામાં બહુ તફાવત છે, અને એ બે કોઇકજ વેળા મળે છે, અને તે કયારે કે જ્યારે એક પળવાર શરીરને એકદમ વીસારી અને સ્થુળ વસ્તુઓ ભુલી જઇ ખુદાનું સ્મરણ કરીયે છીએ અથવા ખુદામાજ મળી જઇએ છીએ.

**આપણા** ગુરૂઓની દયા અને બક્ષીશથી આપણને સાધારણ સંસારી આદમી કરતાં સર્વે બાબદે વધુ સફ અને સમજાય એવી માલમ પડે છે અને તેજ કારણથી સારી જીંદગી તેમની સેવામાં અર્પણ કરવાને આતુર છીએ. એક આપસ્વાર્થી માનવી કહે છે કે પુન, દાન, પરોપકાર, દેશહિત વીગેરે આપ–સેના લક્ષણો છે એટલે કે તે પણ સ્વાર્થને માટે લોકો કરી બતાવે છે. પણ એક વેળા કબુલ કરો કે આ ગરજના ગુણો છે, તો પણ જો ખુદાઇ રાહ ઉપર ગરજ અર્થે પણ વપરાય તો તેના કેવાં સુંદર ફળો નીપજે તે આપસ્વાર્થી હક્ક કરનારને દીશે નહિ; અને તેથી તે પ્રમાણીકપણું કોઇ પણ ઠેકાણે હોઇ શકેજ નહિ કરી હસી કરે છે અને અભણ અને અનીચારી દુન્યાના રહેવાશીઓ રમુજને માટે તઇયાર હોવાથી તેની સાથે હસવા પડે છે અને તેને બાહોશ આદમીનો ખેતાબ આપે છે. જો ઉપર ટપકેથી જોએ છીએ તો આ દુન્યામાં અંધકર અને અફસોસ જીવ અંદર બપશે અને નીરાશા પેદા થશે કે તેને સારી પદવી ઉપર લાવીને કેમ શકાશે પણ જો ઉંડાણ ઉતરી લક્ષ રાખશો તો સઘળી ન સમજાય એવી ગીને સમજાઇ શકાશે અને કુલ રચના ખુબસુરત અને યથાયોગ્ય જણાશે અને હૃદયમાં આનંદ ઉપજશે. માટે કઇ પણ બાહારથી ભયંકર દેખાવથી હાર ન ખાવી અને જે માનવીઓ વચે આપણે જન્મ લીધો છે તેમનું ગાંડપણુ અને આંધળાપણા માટે વીલાપ ન કરવો.



જે પ્રમાણે સ્થુલ ચીજોના નિયમો છે તે પ્રમાણે નીતિના પણ છે. હવે મનુષ્ય આપઅખત્યાર છે એટલે તે એ નીતિના

નિયમોનો અનાદર કરી શકે છે. દરેક વખતે આવા ભંગથી તે એવી શકિત ઉપજાવે છે કે જે ઇશ્વર ઇચ્છાની વિરૂદ્ધ દીશામાં જાય છે અને તેનું પરીણામ હરએક નીતિમાર્ગ ઉપર ચાલનારને હમેશ સુધી ખમવું પડે છે. જ્યારે આ સામસામેની શકિતઓ વધી જાય છે ત્યારે ખુદાઇ માર્ગ ઉપર ફરી લાવવાને માટે ઇતિહાસ જણાવે છે કે ધર્મ ફેલાવા સંબંધ યુધ્ધો મચે છે અને જીહાદો વિગેરે ચાલે છે. પ્રભુના અવતારો લેવાની સમજ પણ એ રીતે મળશે. જો દુર્ગુણ ભારે ફેલાયો હોય તો તેની વિરૂદ્ધ અવતાર શીવાય કયું બળ ટકી શકે અને તે શીવાય જીત કેમ મળે? જ્યારે આપણી આંખ ખુલે છે ત્યારે કેવી સરળ રીતે સમજણ આવે છે! પણ જો આત્મજ્ઞાન ન હોય તો કેટલી બીકટ અને ભુલમા નાખનારી બીના જણાય છે! જેવી રીતે જાહેર સૃષ્ટિ ચાલે છે તેવાજ નિયમો ઉપર આત્માના કાયદાઓ પણ રચ્યા છે એટલે જે કોઇ ડહાપણ અને અનુભવથી શીખવા લાગ્યો તેને જોતાં અને સાંભળતાં મુશકેલી પડતી નથી.



જો કે પીડાતા આત્માને સખ્ત કસોટી અને ભયભીત અંધકારના વખતમાં મદદ આપવાની ઇચ્છા ઘણીએ થાય છે, તો પણ અનુભવ ઉપરથી સિદ્ધ થાય છે કે બહેતર છે કે એ વેળાએ જે યારી તેને હમેશનીજ મળે છે તે દેખાય નહિં અને એકલું અને નીરાધાર થઇ ગયું હોય એવુજ દીસે. જો આમ ન થાય તો કસોટીની અડધી અસર ઓછી થઇ જાય અને આ પ્રમાણે જે બળ અને જ્ઞાન ઝટ સંપાદન થાય છે તે મેળવવાને આસ્તે આસ્તે કરતાં તો વર્ષો નીકળી જાય. “ કર અને જો.

એટલું તો કહેવું જોઇએ કે જો ભક્તિ પુરીજ હોય, એટલે કે જે ચેલાએ શક્તિઓ અને માલમતા સર્વે ઇશ્વરને અર્પણ કરી જાતી જુદાઇ અને અહંકારના વિચારો દુર કર્યા, તો તેની આગળ બુરી શક્તિઓનું જોર ચાલતું નથી અને તેના રૂહ અથવા આત્માને સઘળા ભયોમા રક્ષા મળે છે. એમ માનવું કે જો એક વેળા ભક્તિ પ્રાપ્ત થઇ તો પછી એવો સંભવ નથી કે હમેશ સુધી તે ધણી ખુદાઇ રાહપરથી દુર થશે. પણ થોડા વખત સુધી તે રસ્તે ચાલતાં ભુલી જાય એ સામે કાંઇ જામીનગીરી નથી. ખરૂં પુછો તો કીંચીત જંતુથી તે ઉંચામા ઉંચા અમશાસ્પંદ, આરકેન્જલ, ફરીશતા અથવા દેવતા સુધી સર્વે હસ્તી ધરાવનાર પ્રાણી યા પદાર્થ તે તેના બનાવનાર ખુદા, બ્રહ્મ અથવા લૉગૉસના રક્ષણમા છે, અને ધીમે ધીમે દરએક પદવી ભોગવી આખરે તે ખુદાનાજ હૃદયમાં વાસો કરે છે, અને ત્યાં કંઇક યુગો અને મનવન્ત્રો, કલ્પો સુધી મોક્ષના ફળ ચાખે છે.



જે જ્ઞાની હોય છે તે બહારના ઉપરથી ભિત્તરની વાત જાણી શકે છે, માટે જગ્યાઓ અને માનવીઓ ઉપરથી શીખવાનુંજ મળે છે, જ્યારે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, ત્યારે એના પહેલવહેલા જોર અને જુસ્સામાં બહારની ચીજો માટે જેવી કલ્પના કરીયે છીએ તેવી ધિક્કારવા લાયક તે ચીજો નથી. જો આમ હોત તો સઘળી સૃષ્ટિ ભુલ ભરેલી પેદા થઇ એમ સિદ્ધ થાય અને જે મહેનત અને મજુરી જોવામાં આવે તે સર્વે ફોકટજ જાય. પણ ખરૂં જોતાં આમ નથી. ત્યારે શા માટે બહારનું જોઇને દુખી થવું યા કમકમવું? શું પરમેશ્વર

જે વસ્ત્રો પહેરે [રૂપો લે] તે આપણી આંખમાં પવિત્ર અને ધડો આપનાર નથી? ખરેજ સારૂં અને નરસુ બન્ને કુદરતમા સમાઇ શકે છે અને તેમના ફેરફાર અને રંગબેરંગથી પરબ્રહ્મનું પુર્ણપણું અથવા સંપુર્ણતા જણાય છે.



**શા** માટે આપણાં અંત્તર સાથનો સંબંધ ભુલી જવાય છે કે જેથી ઉદાસી અને દુર્દશા નીપજે છે? એજ કે બહારથી હજુ તમારે પાઠો શીખવાના રહ્યા છે અને તેમાનો મુખ્ય એજ છે કે અંશ, પદાર્થ અને રીતામાં બહારનું પણ ખુદાઇ છે, અને તે માટે તે ઉપર કૃપાદ્દષ્ટિ રાખવી. તે સાથે આપણે ધ્યાન રાખવું કે ગમગીનીનો પણ ઉપયોગ અને જરૂરી છે. જેટલી હરખ અને ચપળાઇની જરૂર આત્માને ખીલવવાને માટે છે તેટલીજ ગમગીની અને નીરાશાની છે. તેમની જરૂર ક્યાં સુધી છે કે જ્યાં સુધી આપણે પહેલા દરજ્જા ઉપર હોઇએ; પણ જ્યારે આત્મા પ્રભુ શરણે પહોંચે છે અને તેના પ્રકાશમાં રહે છે ત્યારે તેમનું કામ પડતુ નથી.



**તમને** માલમ છે કે જગત કેમ આગળ ચાલે છે. વિના લાગણીઓથી તે શરૂ થાય છે. ત્યાર બાદ રફ્તે રફ્તે લાગણીઓ વધતી જાય છે અને આપણી જાત્રાનો એક ધામ એવો આવે છે કે જ્યારે તેઓ સર્વથા તીક્ષ્ણ થાય છે. ત્યાર પછી લાગણીઓ માયાની બનેલી છે એવું જ્ઞાન પ્રાપ્ત થવે તેનું બળ કમી થતું જાય છે અને જ્ઞાન પ્રબળ થાય છે, અને છેવટે લાગણી

જ્ઞાનથી બળી જઇ સમાધાની મળે છે. પણ એ શાન્તી જે પ્રમાણે સ્થુળ ચીજોમાં હોય છે તેવા અંધકારમાં નહીં પણ સર્વ જ્ઞાનમાં મળે છે અને નહિં કે મરણ જેવી અચલતામાં. પણ સર્વવ્યાપક જીંદગી અને પ્રિતમાં મળે છે, અને એ શાન્તીનુ કારણ આજ કે તે હરએકમા ઉમગ મોકલી શકે છે અને જગતમાં બરકતો પહોંચાડવાને બની આવે છે. પણ હદથી બહાર જાઓ તો પરીણામ એકજ જણાય છે એટલે કે જે શરૂઆતમાં દેખાય તેજ અન્ત કાળમા પણ દેખાય—શાન્તી પથ્થરમાં તેમજ મહાત્મા, ફરેસ્તા, અને આત્મજ્ઞાનીમાં.



**બે** બાબદો યાદ રાખવી: (૧) જેમને સંપુર્ણ શીક્ષણ ન મળ્યું હોય તેમને દુશમનની સુચના ગુરૂની આજ્ઞા જેવી લાગવાનો સંભવ રહે છે; (૨) અને ગુરૂ કદી એવું ન બોલશે કે જે સાંભળનારથી સમજી ન શકાય અથવા અનીતિવાળું જણાય. ગમે એવા ઉંચી પદવીના વિચારો હોય તોપણ ગુરૂના બોલો સાંભળતાંજ તેમની સત્યતા માટે નક્કિ ભરૂસો આવે છે અને મનને અને અંતઃકરણને ધીરજ મળે છે. કોઇ પણ ચુક હોય તે તુરત સાફ રીતે માલમ પડે છે અને સુધરે છે, જેમ કે અંધારામાં દીવો લાવ્યાથી અજવાળું તુરત વ્યાપે છે. તેઓ તમને આંધળા થઇ માનવા કહેશે નહિં.



**તમને** ખબર છે કે કેવી રીતે દુશમન આપણી સામે વર્તે છે. જો ગુરૂ સેવામાં ભુલ થાય અથવા તેમને ફરમાવેલી ફરજો અદા કરતાં ચુકયે તો દુશમન સંતાપ આપશે તે વીના પારની. પણ

એવી મુસીબતોની આપણે દરકાર કરતા નથી. તે સહેશું ધીરજથી. જે આપણુને ખરૂં દુઃખદાયક લાગે છે તે એ કે આપણા માનીતા શીક્ષકોથી આપણે જુદા થઇ પડવાનો આથી ડર રહે છે. જાતી દુઃખ અથવા નુકસાન જોઇએ એવું મહાભારત હોય તો પણ આપણુને ચીંતા નથી. કારણ કે આપણી ખાતરી છે કે જે આપણુને લગતું છે તે ટુંક વખતને માટે અને ગુજરી જનાર છે, અને જે આ દુન્યાનુ સ્થુળ છે તે માયાવિક અને જુઠું છે, અને દુન્યા જેને છાયાનું નામ આપ્યું છે તેને લગતી ચીજો સારૂં બેવકુફાઇ અને અણુસમજ શીવાય કાંઇ પણ રૂદન કરશે નહિ.



**ચેલાને** મન ખીલવવાથી ઘણો લાભ મળતો નથી. જે જ્ઞાન આત્મા મારફતે મનમાં પેસે છે તેજ મેળવવા લાયક છે અને દીનપર દીન ચેલાનું આવું જ્ઞાન બહોળુ થતું જાય છે. અને તેથી એના રસ્તામાં કાંઇ પણ અડચણો હોય તે દુર થઇ જાય છે.



**દુઃખની** લાગણી તો જે ખુદાઇ માર્ગ લે છે તેને સાધારણ થઇ પડે છે. આપણે જાણીયે છીએ કે દુઃખં હમેશ સુધીનું નથી, અને તેવું હોય તોપણ આપણુને ચીંતા નથી. જો આપણે આપણી ગુંજાસ પ્રમાણે સંકટ ખમિયે નહિં તો આપણેથી ગુરૂની અથવા માનવીઓની સેવા થઇ શકે નહિં. પણ જે દુષ્ટ મોટી શક્તિઓ છે તેમની સામે થવું એ ખરેજ કદી કદી ભયંકર છે અને જે માયા તેઓ ઉપજાવે છે તે અચરત ઉત્પન્ન થનાર અને ભડકાવનાર લાગે છે. પણ જ્યાં હૃદય સાફ હોય

ત્યાં ડર નથી અને જીત નક્કીજ છે. શિષ્યોએ ચાલી જતાં કષ્ટ અને માયાથી પીડાવું નહિં. કોઇ વખતે અંદર ત્રાસ વરતાવે છે અને તે વેળા ગુપચુપ બેશી રહી અસુરી માયા પસાર થઇ જાય ત્યાં સુધી શાંન્ત બેસવું. શક અને અકળાટના મોજાને ચાલી જવા દેવા અને જે લંગર હાથે લાગ્યું છે તેને પકડી રહેવુ. જ્યાં તુલીક **તેમની** સેવા કરશે ત્યાં સુધી ખરી ઇજા દુશમન તરફથી પહોંચશે નહિ. "જે મને વળગી રહે છે તે મૃત્યુનો અને ભવસાગરનો સમુદ્ર મારી મદદથી સહેલ તરી જશે."



શિષ્ય ઉપર જે આવી પડશે તે તેના સારાને માંટેજ હશે. એક વખતે શિષ્યે પોતાનો કબજો દયાળુ શિક્ષકોને સોંપ્યો કે પછી તેઓ જોશે કે રીતસર અને વખતસર દરેક ચીજ તેના અને જગતના મોટા મોટા લાભમા બને. જે પણ થાય તે આ કારણથી તેને સબુરી અને ખુશીથી ઝીલવું જોઇએ અને કાલ શું થશે તેનો સંતાપ ન કરવો. ઉછલતા સમુદ્ર ઉપરનાં અથડાતાં વહાનની ગતી તે આત્માનાં મંદીરપર જનાર જાત્રાળુની જીંદગી સાથ સરખાવતાં ઘણું શાંન્ત કહેવાય. એક સમાધાન જીંદગીમાંથી કહોવાટ અને મરણજ નીપજે છે તે જ્યાં સુધી કે શાન્તી ધરાવવાનો હક તમે સાબીત ન કર્યો હોય કે જે દુશમનને કતલ કર્યાથી થાય છે. એ શત્રુ અહંકાર અને જુદાપણાનો ખ્યાલ છે.



**અજ્ઞાન** લોકોની ભુલ તમો ન કરશો. ખરી પ્રિત તે આત્માનો ગુણ છે, અને પ્રાણ અને ભક્તિ એ બે હોવાને લીધેજ શિષ્યની

હસ્તી ખુશી ભરી લાગે છે. શિષ્યની જીંદગીના તોફાની અંધારાંમા જે અજવાળું પડે છે તે પ્યારની મારફતથીજ છે, કારણુ કે પ્યાર અને આનંદ એ સર્વથી ઉંચો અર્થ જોતાં એકજ છે, એટલે કે જયારે પ્યાર સાફ અને આત્મીક થાય છે ત્યારે આનંદના સ્વભાવ સાથ ભળી જાય છે અને કોઇ જાતના પીડા આપનાર અવયવો તેમા ઓછા માલમ પડે છે. એકલા ગુરૂઓનોજ પવિત્ર પ્યાર એટલો પ્રબળ અને એકસરખો છે કે તે ખુદાઇજ કહેવાય.



વિવેક અને કસર એ ગુણો આત્મજ્ઞાનીને પણ હમેશની માફક કામ લાગે છે. ખરૂ જોતાં આદમીની સર્વ શક્તિઓ જે સામાન્ય રીતે સદ્‌ગુણો કહેવાય છે તે સર્વથી મોટા ઉપયોગે અને કસરે લગાડવી પડે છે. અને તેમની એ માર્ગ ઉપર તો અવસ્ય કરી હાજરી જોઇએજ. જો કે વધુ માનવીઓ એ કામ ઉપાડવાને તૈયાર હોય તો પણ દુન્યાને ભલું કરવું સહેલ નથી. ચેલાનું જ્ઞાન એકલુંજ ચાલતું નથી, થોડાકનુ જ્ઞાન અને તેમની સેવાથીજ જગતથી આગળ વધાય નહિ. એક પણ કોશેશ કરો તો તેના બદલામાં કાળી શક્તિઓની ત્રિકાળ દુશમની સામે થવા આવશે અને ખોલો એવી યુદ્ધ મચે તો દુન્યા તે ખમી શકશે? જો અનુભવ ઉપરથી સાર કહાડશો તો જણાશે કે આપણા ગુરૂઓ મધ્યમ પ્રમાણમાં આગળ વધારે છે તે ડહાપણનીજ વાત છે.



આયુષ્ય શું કીમતનાં, જો આપણે દુખ ન વેઠયે કે જેથી આપણાં આંખ તળે કકળતી જગત વધુ નિર્મળ થાય અને જેથી તરસવાળાં માણસોનાં બળતાં ગળાંમાં અમૃતનાં પાણી રેડી

શકાય? ખરૂ પુછાવો તો એ સંકટ વીના ચેલો માર્ગ ઉપરથી નહિ જાય અને છેવટે જે મથકે પહોંચવાની ઇચ્છા ધરાવે છે તે પણ આંખો આગળથી દુર થાય. દુન્યાની માયા એવી ભુલભુલામણી જેવી અને મોહ પમાડનાર છે કે કદાપી દુઃખ ન હોય તો ખરી હસ્તી કદી તેનુ ભાન પણ ન રહે, અને દુઃખ જે આત્મીક જીવતરના પડછાયા જેવું છે તે નાબુદ થાય તો તેની રોશની પણ ગુમ થાય. જ્યાં સુધી માનવી ફરેસ્તો અથવા દેવતા થયો નથી ત્યાં સુધી તે એવો આનંદ ન મેળવી શકશે કે જેમાં ભંગ ન પડે, અને આનંદ ન હોય ત્યારે ચેલાને માર્ગ ઉપર સ્થીર રાખનાર પણ કષ્ટજ છે, જેથી ખરાં જીવતરની યાદ રહે છે, નહિં તો મોત સમાંન વાસરભાવ ઉત્પન્ન થાય.



શિષ્યે ગભરાવુ યા અચરત પામવુ ન જોઇએ કે મન કરતાં ઉંચી જગ્યા ઉપર તેની સામે લડત ચાલે છે. બેશક આથી પજરતી કોઇ ઇચ્છા ઉભરી આવશે, પણ એથી તો કોઇપણ જાતની નબળાઇ રહી ગઇ હશે તેનો છેવટનો નાશ થશે. જ્યાં તુલીક અહંકાર પૂરેપૂરો ધોવાઇ ન ગયો હોય ત્યાં તુલીક દુર્ગુણો કોઇ આકારમાં અંતઃકરણમાં અણધર્યા વસશે, જો કે મનની અંદર તે બાબદ ન વિચાર આવતો હોય તોપણ હૃદય સાફ કરવાની એકજ રીત છે કે અજવાળાંને અંદર પડવા દેવુ અને ધીરજથી અંધકાર બહાર નીકળતો અને બળી જતો જોવું. કદી પણ શિષ્યે આથી ગભરાવું નહિ જો કે ગમે એવી પોતાની અંદર ભયંકર ઇચ્છા જણાવો અને બળી જતી જોતો જાય તોપણ તે બ્રહ્મના પગને વળગી રહેવુ કે જેમાં સર્વે સંસારને

લગતી ચીજો ભસ્મ થાય છે, તો પછી કાંઇ પણ કરવાનુ યા ઇંતેજાર થવાનુ રહેશે નહિ. વિશ્વાસ જેઓ પાલન અને યારી કરનાર છે તેઓ ઉપર છોડો, અને ખુશીથી આત્માની રક્ષા તેઓ ઉપર છોડી દો. જ્યારે અંધારાનો દીવસ પુરો થશે ત્યારે માલમ પડશે કે બળતાંથી તો હલકો ભાગ બળી ગયો અને સ્વચ્છ સોનુ રહી જઇ પ્રકાશ આપે છે.



આ દુનિયાંમાં અને સારી સૃષ્ટિમાં દીવસ પાછળ રાત પડવી જોઇએ, જેમકે દીવાની બરોબર નીચે જોશો તો અંધારૂંજ રહે છે. તોપણ કેવું અચંબા ભર્યું લાગે છે કે કેળવણી પામેલા આદમીઓ કલ્પના કરે છે કે જો રસાયણ અને એવાંજ બીજાં શાસ્ત્રો આગળ વધે તો હરએક માનવી જાત યા પ્રજાની દરેક જાતની પીડાઓ હમેશ સુધી દુર થશે, અને દરદો, રોગો, દુષ્કાળો, લડાઇઓ, રેલો અને પૃથ્વિની સપાટીના ધર્તીકંપ ઇત્યાદીથી થતા ફેરફારો અટકી જશે અને ભુલી જવાશે.



જે આપણો આ માયાવીક જગતમાં સ્વાર્થ છે તે લાગણીઓ અને મનને લગતો છે, પણ આત્માને લગતો જરા પણ નથી. જ્યાં સુધી આપણે એમ સમજીયે કે આપણું શરીર અને મન તેજ આપણે, ત્યાં સુધી આપણુને ભય અથવા નીરાશી લાગે, કારણ કે સુકી તાજી જોવી પડે છે. પણ જે વેળાએ આપણી ખાત્રી થાય છે કે બહારનું જીવવું એ તો પળવાર સુધી રહેશે અને ભાતભાતના અનુભવોમાથી પસાર થવું તો છેજ, અને તે છતાં અંદરની જીંદગી તો અચળ અને સ્થીર છે, તો ધીરજ

એવી આવશે કે બહારના બનતા બનાવો માટે બેફીકર થઇ જગતની ચહડતી પડતી અને બળવા વીગેરેની અસર થશે નહિં. જ્યારે આત્મજ્ઞાન મેળવશો ત્યારે એમ ભરૂસોજ આવશે કે જે નિયમ અને શક્તિઓને આધારે સૃષ્ટિની રચના છે તેઓ અપાર અને પરાત્પર બુદ્ધિવાન છે. આ વિચારથી ગમે એવા વીપતકાળમાં શાન્તી નીપજશે.



આપણે જ્યાં વસીયે છીએ ત્યાં દુઃખ શા કારણ ઉપજે છે તેના ત્રણ જવાબ છે: (૧) એમ કે માણસની જાતી પરીક્ષા થાય; (૨) ખોટુ કર્યું હોય તેના બદલા તરીકે આવી પડે; (૩) શીખવવા અને અનુભવ આપવા આવે. જે શિષ્ય ખમે છે તેની સાથે સાધારણ આદમી ખમે છે તે સરખાવો તો જાણે શિષ્ય જ્યારે એકલો એક કોટડીમાં ગંધાવાની શીક્ષા ભોગવે છે ત્યારે સાધારણ આદમી ફકત સખ્ત કેદખાનાની સજા ભોગવે છે. એટલું ધ્યાન રાખવું કે સર્વે અનુભવો એટલાજ માટે મળે છે કે માણસજાત વધીને પુરી ખુબીવાળી થાય. અને આમ થવાને માટે જરૂર છે કે ઉમદા શક્તિઓ અને ગુણો ખીલતા જાય. અને એમને ખીલવવાના સાધન એજ કે દરેક શક્તિ અથવા ગુણ માટે ખાસ સંજોગો મળવા જોઇએ તોજ તે વપરાસમાં આવે. કેટલીક ખુબીઓ જે અતીશય દુઃખથી માલમ ન પડે તે અકારા એકસરખા અંદરના અંધકાર કે જેમાં દુઃખનો અંશ પણ ન હોય તે આંત્માને અનુભવ્યાથી માલમ પડી આવે છે. સબુરી, ધીરજ, શ્રદ્ધા, ભક્તિ એ સર્વે મન નીરાશ થયું હોય ત્યારે ચુસ્ત ઝપાઝપીનાં ટાંકણાં કરતાં વધુ સારી રીતે ખીલવી શકાય છે.

એટલે કે જે ગુણો આવા સંજોગોમાંથી છોડાવનારજ છે તેમનું ઉમદાપણું સમજાઇ આવે છે. ન ખમી શકાય એવાં દુઃખ સામે લડવાને જે ગુણો જોઇએ તે વળી જુદીજ તરેહના છે. જ્યારે આ પ્રમાણે અંધકાર જીવ ઉપર આવી પડે ત્યારે જાણવું કે જાત્રાળુ દેખાતી અને ન દેખાતી દુન્યાની કીનારી ઉપર આવી પહોંચ્યો. એ ઉપરથી નક્કિ જણાય છે કે જીવાત્માને ઝાંખી રીતે, પણ અચુક રીતે, આ જગતની ટુંક હસ્તીનો ખ્યાલ આવ્યો છે, અને જોઇ જાણી ચીજોથી અસંતોષ નીપજ્યો છે અને વધુ ખરાં અને વજુદદાર જ્ઞાનની લેહ લાગી છે.



આ ઉપરથી તમને વૈરાગ્યનો શો ઉપયોગ તે સમજાશે. તમે જાણશો કે એ ઉપરથીજ જણાય કે ચિત્ત એક ઠેકાણે છે અને મક્કમ છે; અને વૈરાગ્યથી જે ભુલ થાય છે કે જેથી શરીર, મન અને આત્મા એકજ સમજાય છે તે દુર થાય છે; અને માલમ પડે છે કે આત્માનો ખોરાક નીચ વસ્તુઓ હોય નહિ: અને શ્રદ્ધા, ભક્તિ અને ખુદાઇ રાહ ઉપર ચાહ વધતો જાય છે.



ઉંચેથી નીચે સુધી નીહાળશો તો દેખાશે કે જીંદગી એમાંજ છે કે આરામમાંથી હીલચાલમાં જવું, અને પ્રકાશમાંથી અંધારામાં અને સુખમાંથી દુઃખમાં, માટે કદી અફસોસ ન કરવો. જો કદાપી નીરાશીના વિચાર પણ આવે તોપણ એક તો તમારી અક્કલની ખાત્રી થઇ છે કે ઇંદ્રીઓથી અને વિચાર શક્તિથી જે ચીજો જોઇ અનુભવી શકાય છે તે અને સર્વે મોજમજાહો જુઠાં

છે. માટે જે રસ્તે જતાં જીંદગીનો ખરો ચીતાર દેખાશે તે પકડી રહો, જો કે રસ્તો કઠીણુ અને રણોમાંથી જતો હોય. સૌથી વધુ આપણા દયાવંત શીક્ષકો ઉપર ભરૂસો રાખી તેમની પૂરી સેવા બજાવો તો અંત અચ્છોજ આવશે.



કોઇ પણ દુર્ગુણ ખેંચી કહાડવો હોય તો આટલા વાના જોઇએ: (૧) દુર્ગુણ કયો છે તે પક્કિ રીતે જાણવું જોઇએ; (૨) ખરી પીછાણ કે તે દુષ્ટ કાર્ય છે અને તે છતાં તે જાળવી રાખવો એ બેવકુફનું કામ છે, કારણ કે તેમાં માલ નથી; અને (૩) તેને નક્કિ કહાડી નાખવાનો નીશ્ચય. જો આવો નીશ્ચય કર્યો હોય તો તે ધીમે ધીમે મનમાં ઉતરી જ્યાં એ દુર્ગુણ રહે છે તે રેહઠાણમાં પેસશે અને આસ્તે આસ્તે પણ ખચ્ચીતજ તેને નાબુદ કરશે.



ખરી શાન્તી તે બેદરકારપણા અને ખોટી સ્વતંત્રતાની બડાઇથી નથી ઉપજતી, પણ બહોળા અને ઉંચાં ડહાપણનું ફળ છે.



ગમે એવો હલકો શિષ્ય હોય તોપણ તેણે ઉપર દર્શાવેલા મહાત્માઓના શીક્ષણ પ્રમાણે જીવતર એવી રીતે પસાર કરવું જોઇએ કે અમૃત જીવાત્મા ધરાવતો હોય તેવી તેની ખાતરી થઇ હોય; અને જીંદગી તે સર્વે સૃષ્ટિના ભલાં અને હીત માટે અર્પણ કરવી જોઇએ. આ ન બને તો બધું ફોકટ છે. જે પણ કાર્ય ચેલાએ કરવું ઘટે છે તે જુદી જુદી પ્રકારનું છે અને તે શું છે તે દરેક ચેલાના સ્વભાવ અને બળ ઉપર આધાર રાખે છે.

જ્યાં સુધી પૂર્ણ ગતીએ ન પહોંચે ત્યાં સુધી શિષ્યની સેવા પણ જેવી તે કરી અને બજાવી શકે તેવીજ તેને સોંપવામાં આવવી જોઇએ.



**સત્ય** દરેક વાતે અને રીતે આત્મજ્ઞાન મેળવવામાં કેટલું કારગત આવે તેનું વર્ણન પણ થઇ શકતું નથી. સત્ય ચાહવું, સત્ય શોધવું અને સત્ય સાચવવાજ જીવવું, તોજ દૈવ પ્રકાશ જે શ્રેષ્ટ સત્ય છે તે આત્મજ્ઞાનીને દેખાશે. જ્યાં કીંચીત પણ ઠગાઇ અથવા જુઠાંનો અંશ હશે ત્યાં છાયો અને અજ્ઞાનપણું અને તેમનું બચ્ચું દુઃખ હોવા વીના છુટકો નથી. અને આ ઠગાઇ તરફ ઢલાણ તે પણ કામ રૂપી છે. અને જે સ્વાર્થ સાચવવાનો છે તે શરીર બદલ છે, અને તે શરીર માટેજ લડાઇ ચાલી રહે છે અને તેથી શરીરના સંબંધમાંજ ઠીચકારાપણું, અપ્રમાણીક-પણું અને દગલબાજી વપરાય છે.



**કાર્મીક** આત્માના કાર્યની શું નીશાની એમ પુછો તો કહેવું જોઇએ કે જે પણ અંતઃકરણથી સાચને ચાહે છે અને ઢુંડે છે અને ગુરૂસેવા નીશદીન કરે છે તેની આગળથી એ નીશાન છાની રહેતી નથી. જો હઠીલ આદમી ન હશે તો એક અમુક કાર્ય ખોટું છે એવું તેના મનમાં આવ્યા વીના નહિ રહેશે. અને ત્યારે ખરા શિષ્ય પુછશે કે મારા ગુરૂને આ કાર્ય પસંદ પડશે યા નહિ અથવા તો આ કાર્ય હું તેમની આજ્ઞાથી કરૂં છુ કે નહિં. થોડી વખતમાં સાચો જવાબ મેળવતાં શીખાશે અને પોતાની

રીતભાત સુધારતાં અને ઇશ્વર ઇચ્છા પ્રમાણે વર્ષમાં શીખાશે અને ત્યારબાદ ડહાપણ અને આનંદ મળશે.



**આત્મજ્ઞાનની** ખુબી એ છે કે તે કોઇ ઉપર જબરદસ્તીથી અને કોઇની મરજી વિરૂધ તે આપી શકાતું નથી. ફુલની કળી ખીલે છે તેને હાથ અડાડવો નથી પડતો અને વખતસર સુર્યનાં કીરણ સામે ખીલે છે અને માણસને હવા શ્વાસમાં લેતાં સાધારણ રીતે મુશકેલી નથી પડતી તેવીજ રીતે કુદરતી રીતે સહેલથી જ્યારે આત્મજ્ઞાનની સ્વચ્છતા, બળ અને સત્યતા માનવામાં આવે ત્યારે જ્ઞાન સંપાદન થાય છે. નહિ તો અજીરણ થાય.



**જ્યારે** રૂહ અથવા જીવાત્મા સુધરતો જાય છે ત્યારે શાન્તિ એવી પ્રાપ્ત થાય છે કે ગમે એવા બહારના બનાવોથી તેને અલવલ આવી શક્તિ નથી. જો તમારે સાબેતી જોઇતી હોય કે તમે ખુદાઇ માર્ગ ઉપર ચાલો છો કે નહિં તો આજ ધોરણને વળગી રહેજો કે આ લાગણી તમારામાં થોડે કે ઘણે ભાગે આવી છે કે નહિં, અને જો આવી હોય તો ગેબી બનાવો જોવાની તમને અગત્ય પણ નથી. ખાત્રી રાખજો કે અંદરની ધૈર્ય ઉપર વિશ્વાસ રાખવો ઘટે છે પણ ગેબી બનાવો ઉપર આધાર રાખવો એ લાયક અને વાજબી નથી. ખરૂં જોતાં જો દીવસ સારા હોય અને જાતી બળ હોય તો જેટલા ગેબી બનાવો ઓછા જુવો એટલો સુધારો વધુ તાકીદથી કરી શકશો. માટે સલાહ-કારક એ છે જે તમારૂં ધ્યાંન ભિત્તરની શાન્તિ ઉપર રાખો અને કેવી રીતે સુધારો થાય છે તે તુરત જાણવાને આતુર ન થાવો.

જો તમે સબુર, પાક અને ભક્તિવાળા હશો તો બધું આપોઆપ તમને જ્ઞાન મળશે. ભુલશો માં કે પુરા અને નમ્રપુર્વક સંતોષમાંજ આત્મબળ સમાયલું છે.



આત્મબળ તે કાંઇ ભલાઇ અને યજ્ઞ એટલે સ્વાર્થ તજવામાંજ એકલું સમાયલું નથી, જો કે એથીજ વખત આવવે આત્મબળ વધે છે.



ખરેખર આસપાસના આદમીઓના ચાહ મેળવવાના પ્રયત્ન કરવામાં કેટલેક દરજ્જે આપસ્વાર્થ આવે છે, કે જે ન હોય તો ફ્રીસ્તાઇ ખસલતનું માણસ થઇ જાય? પણ યાદ રાખવું જોઇએ કે બહુ લાંબો વખત સુધી આપણે જે કાંઇ કરશું તેમાં સ્વાર્થનો થોડોક અંશ આવ્ય વીના રહેશે નહિં. આપણી હરદમ કોશીશ આ લાગણી મારી નાખવા કરવી જોઇએ, પણ જ્યાં સુધી સ્વાર્થ કોઇ રીતે પણ જાણવોજ જોઇએ. ત્યારે બહેતર છે કે તે નરમાસ અને પ્રેમભરી અને પરોપકારી ચાલચલણમાં નજીવો જેવો જણાય અને નહિં કે તે સખ્ત દીલ અને ચાલચલણ સાથે ભેળાયલો લોકોના જોવામાં આવે. એ ઉપરથી એમ ન ધારવું કે આ ડાઘ કાઢી નાખવાને પ્રયત્ન કરવો ન જોઇએ, પણ એટલું તો સાબીત થાય છે કે જે નરમ અને સુંદર પડદાઓમાં મન ઢંકાયલું જોવામાં આવે છે તે આગમા ફુંકી ન દેવા જોઇએ જો કે એકદમ સાફ અને સ્વચ્છ જેવા તમે તેમને માંગતા હો તેવા બેશક નથી. ધ્યાંન રાખવું કે આપણા સઘળાં કાર્યો તે ઇચ્છા પુરી પાડવા અને દુન્યાના હિત જોવાની ખાહેશના પરીણામો છે અને આપણે હમેશ આપણી ઇચ્છા બર આવવાની તલપ કમી

કરેતા જવું અને પરહીનકાર વધારે થતાં જવું કારણ કે જ્યાં સુધી હુંપણું જાય નહિ ત્યાં સુધી ઇચ્છા પુરી પાડવાની તરસ પૂરેપૂરી ભાગતી નથી. અને તે ભાગવાની ક્રિયા એજ છે કે ભક્તિભાવ રાખવો અને સારાં કર્મો કરવાં.



**મહાત્માઓ** હમેશ તે ચેલાઓની નઝદીક રહેશે કે જેઓ હુંપણાંનો ત્યાગ કરી તેમની સેવા તન મન અને ખરાં અંતઃકરણથી બજાવશે. અને એવા ચેલાઓને જો તમે એક સારો બોલ પણ કહેશો તેનો બદલો તે મહાત્માઓ તમને આપવાને ચુકશે નહિં. ઘણી સખ્ત કસોટીની વેળાએ, એક સારા કાયદાની રૂએ, તેઓ વીના મદદ આપવે, શીષ્યને પોતાની બડાઇ એકલે હાથે લડવા દે છે, પણ એ વખ્તે જેવણુ તેમના ભક્તાને મક્કમ રીતે ઉભા રહી લડવાને ઉત્તેજન આપે છે, તેને ઇનામ તેઓ જરૂર આપે છે.



**શાન્ત** રહી વિષયથી દુર રહેશો તો બેશક જીંદગીના તત્વનું ભાન તમને આવતું જશે અને એક દીવસે ચેલાને અચરતી લાગશે કે તે કેટલો આગળ વધી ચાલ્યો છે અને તે પણ જાણ્યા અથવા ખબર પડયા વીના. કારણ કે ખરેજ આત્મા ખીલે છે ત્યારે ફુલની માફક સમાધાન અને છુપી રીતે ખીલે છે, પણ તેજ વેળા મધુર અને સોહામણો થાય છે, કારણ કે બ્રહ્મ અથવા અહુરમઝ્દના કીરણ તેની ઉપર પ્રકાશે છે.



**જો** કોઇ માનવી એક ટોળી અથવા ફીલસુફીની સેવા બજાવતી વખ્તે લડાઇ કરવા ઉતરી પડે તો તે ચેલાને છાજતું

કાર્ય કરતો નથી અને તેવી વર્તણુક ઉપરથી કાંઇ ઉંચી પદવીએ એવો માણુસ ચઢયો છે એવું સમજવું નહિં.



જ્યારે કાંઇ નવું પગલું ભરશો ત્યારે એમજ જણાશે કે મધપુડાની મધમાખને છેડયા જેટલું રમખાણુ મચી રહ્યું છે. જે પણ તમારૂં ખોટું કર્મ હશે તે નડશે અને તેની ફોજ તમારી સામે ઉભી થશે અને જો તમારામાં હીમ્મત ન હશે તો ચક્કર આવતાં જણાશે અને ધ્રુજશો. પણ જેની મતલબ એજ હોય કે જરૂર હોય તો સઘળી જીંદગી પરોપકાર કાર્યમાં શરણુ કરી દેવી તેને કાંઇ બીક નથી. જે શાદી--ગમી સુખ--દુઃખમાં ચડતી પડતી થાય છે તેની અંદરથી પસાર થતાંજ જોર અને હિમ્મત વધે છે અને જીવ જલદીથી મુકત થાય છે.



યાદ રાખવું જોઇએ કે જે કષ્ટ શિષ્યને વેઠવું પડે છે તે તેની કેળવણીનું સાધન છે અને અહંકાર અને હુંપણું કચડી નાખતી તેની ઇચ્છાનુ પરીણામ છે. અને અતે જેટલું તોફાન વધુ મળ્યું હશે તેટલો તેનો આત્મા વધારે રૂપાળો જણાશે, અને ગુરૂનો પ્યાર અને દાજ તેને મળશે તે તેના સંતાપ અને ભોગોનો બદલો ગણાશે. એક ક્ષણવારની કસોટી છે અને તે પછી જરૂર દેખાશે કે ભેગ કોઇ વાતનો આપ્યો નથી પણ સર્વે ખરૂં જોતાં તો મેળવ્યુજ છે અને ફત્તેહજ હાથ આવી છે.



પ્યાર અને હિત જે સર્વથી ઉતમ પ્રકારનાં છે તેઓ આનંદ સાથે ભેળેલાં છે અને તેમની ઉપર કોઇ પણ વાતે કોઇ પણ ચીજથી છાયો નાખી શકાશે નહિ.

**ખરૂં** જોતાં જ્યારે લોકની ભુલ જુઓ ત્યારે તેમની ઉપર દયા લાવવી જોઇએ અને ગુસ્સો અથવા ચીઢ બતાવવી ન જોઇએ. આવી ખોટી લાગણીઓ ઉશકેર્યાથી આપણને પોતાને ઇજા થાય એટલુજ નહિં, પણ જેઓ સામે એવી લાગણી ધરાવિયે તેમને પણ ઇજા થાય છે, જો કે આપણે તો એમજ ચાહતા હોઇયે કે તેઓ સુધરે અને જે ચુક કરતા હોય તેમાથી છુટા થાય. જ્યારે આપણે ખુદાઇ રાહ ઉપર મુદામ ચાલીએ છીયે ત્યારે આપણા વિચારોનું જોર ન મનાય એટલું વધી જાય છે અને જેઓ, સમજે છે તેઓ કહે છે કે એક પરમાર્થી મહાત્માનો નબળામાં નબળો વિચાર હશે તે પણ રૂપ લઇ જાહેર અને અસરકારક થશે.



**વીચીત્ર** જણાય છે કે દુષ્ટ શક્તિઓ એક સપાટે આપણો બધો ઉમદા આત્મબળનો ભંડાર જે બહુ મુસીબતે, ઉમંગે, અને અનુભવથી અને ઘણાક વર્ષે એકઠો કર્યો હતો તે તાણી લઇ જાય છે. એ વિચિત્ર એ કારણથી છે કે ખાલી માયાવિક છે અને જેવી શાંન્તી પાછી વ્યાપે છે તેજ વેળા ઝલકાટ પણ પાછો વળે છે. ત્યારે તમને દેખાય છે કે કાંઇ પણ નુકસાન થયું નથી અને સઘળો ખજાનો તમારો સલામત છે અને કલ્પનામાંજ ઇજા થઇ હતી.



**ચાહે**ા એવી છાતી ફાડી નાખે એવા સંજોગો આવી બને, અને સર્વે જગાએ અંધકાર વ્યાપી રહ્યો એવું પણ લાગે, તો એક પળવાર પણ ઉદાસ ન થવું, કારણ કે ઉદાસીથી મન નબળું પડે છે અને તેથી ગુરૂઓની સેવા બજાવવાની શક્તિ કમી થાય છે.

યાદ રાખજો કે દયાના ભંડારવાળા ગુરૂઓ હમેશ તેમના ખરા શેવકોની ઉપર નજર રાખે છે અને પ્રમાણીક દીલના અને સત્ય શોધનાર માનવીઓને ઘણો વખત સુધી માયામાં ફસેલા રહેવા ન દેશે, અને તેમને એમ કદાપી જણાય કે ઘડીવાર પાછળ પડયા છે તો એમજ સમજવું કે તેમાંથી ધડો મેળવી શકશે કે જે તેમને મરણ પર્યંત કામ લાગશે.



જયાં સુધી આપણે અજાન અને આંધળા છીએ ત્યાં સુધી આપણું કામ અથવા 'ફરજ' કદાપી અજાણ્યાં અને ન સમજાય એવાં લાગશે. એટલે કે શા માટે આપણે હાથે તે થાય છે તેની સમજ ન મળશે. પણ જો આપણે દરેક બાબદ ખરી ખુલ્લી રાતે જોઇ શકાયે એટલે તેમનો ખરો અને ઉંડો અર્થ શો છે તે જાણીયે, તો દરેક બાબદ તદન લાયક અને વાજબી માલમ પડે અને જણાઇ આવે કે પૂરાં સ્યાણપણથીજ તે બનવા પામ્યું છે. તે શીવાય એમ પણ માલમ પડે કે મનવંત્રમાં જે પણ દુઃખ અને દલીદ્રતા છે તે આપણા સુધારા વધારાને ખાતર જોઇએ તે કરતાં રતીભાર પણ જાસ્તી નથી, કારણ કે એ પરીણામ તો બે મુખ્ય કાયદાઓમાજ સમાયલું છે, એટલે દાદ અથવા કર્મ અને દયા અથવા નીતિરૂપી જગતનું બંધારણ તે કરતાં એમ પણ દેખાઇ આવશે કે દરેક ભોગ માનવી આપે છે તેથી મહા- ગુરૂઓને મદદ મળે છે અને ભલી શકિતઓને જોર પહોંચે છે.



જો આપણે બારીકીથી જાણ્યે કે આપણી ઉપર શું શુ પડ- વાનું છે તો તે આપણને કામ આવે નહિં. કારણ કે પરીણામ સાથે આપણને લાગતું વળગતું નથી અને આપણે આપણો ધર્મ

કુશળ સાચવવો છે. જ્યાં તુરીક આપણો માર્ગ આપણને જણાય ત્યાં સુધી ચીંતા નહિ કે આપણી બહાર ચઢવાની સીડીઓનું શું થશે. અંદરની જીંદગી તેજ ખરી છે, અને જો આપણે ગુરૂ ઉપર પુરો વિશ્વાસ રાખ્યે તો એમ સંતોષ થશે કે ગમે એવું બહારનું તોફાન હશે તોપણ અંદરની સર્વે સારી રીતે વ્યવસ્થા થશે અને દુન્યા આગળ વધતીજ જશે. આ વિચારથી આરામ અને આનંદ થવો જોઇએ અને તેથી આપણી હાલની ફરજો બજાવવા અને આગળ મહેનત કરવાને આપણને ઉત્તેજન મળે છે.



જેઓ આપણી ઉપર દેખરેખ રાખે છે તેઓની બુદ્ધિ આપણે ધારીયે છીયે તે કરતાં ઉંચી અને ઉંડી છે, અને જો આ સારી રીતે માની ચાલીશું તો ઘણીક ભુલોમાથી આપણ બચીશું અને પુષ્કળ નાહક અને ખોટી ચીંતામાથી છુટીશું. કારણ કે આપણી મોટે ભાગની ચુંતા બેહદ સંતાપ, ગુસ્સા અથવા ધ્રુજવાથી હસ્તીમાં આવે છે.



હવે તમે સમજી શકશો કે સઘળાં અંતઃકરણથી ભક્તિભાવ રાખ્યાથી આત્મા બળવાન થાય છે, જો કે તુરત તે પરીણામ જણાય અથવા દેખાય નહિ, તે છતાં સઘળા અચબુચ, વિચિત્ર બનાવો અને સુક્ષ્મ શરીરના અનુભવો મેળવવાનો વિચાર પણ વેગળો કરો. કારણ કે શાન્તિના નિર્મળ પ્રકાશમાં આત્માનું દરેક ફુલ હરતું ખીલે છે, અને ઉગે છે, અને ઝલકાટવાળો ભાત ભાતનો રંગ માલમ પડે છે. અને એક દીવસે ચેલો અચંબાથી ખુબ-સુરત અને સુગંધી એવાં દરેક ફુલને નીહાલી મગન થાય છે અને જાણે છે કે એ સીફત, સ્વરૂપ અને ચલકાટ જે ગુરૂની સેવા

કીધી તેની તરફથી બક્ષીસ તરીકે મળી છે. જે રીતે ફુલો ઉગે છે તે રીત કાંઇ ઢોંગી આત્મજ્ઞાનનું ડોળ ઘાલનારાઓ સમજાવી દેવા માંગે છે તેવી નથી, અને તે ખુલ્લી જાહેર પણ નથી; જો કે તે રીતનું પરીણામ આટલુ મીઠાશવાળું આવે છે, તોપણ એટલું બારીક છે કે તે સેવાથીજ માલમ પડી શકે છે.



તમે ધીરજનાં ટીપાંના અમૃતનો સ્વાદ ચાખ્યો છે અને તેથી તમને જોર આવતું જણાયું. ખરેજ ધ્યાન રાખજો કે આત્માની શાન્તિમાંજ ખરૂં બળ છે અને જ્ઞાન મળે છે. માટે સ્વર્ગની શાન્તિ અને હર્ષમાં આત્માની જીંદગી સમાયલી છે અને જો શાન્તિ વધશે તો આત્મા પણ આગળ વધતો જશે. અજાયબ દેખાવો છંદ્રોઓથી દીઠાથી ખાલી જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે, પણ સુધારો થતો નથી. ભક્તિ અને ધીરજ અને સંતોષના વાતાવરણમાં આત્મા છુટથી શ્વાસ ખેંચી શકે છે અને એ જેટલાં વધુ હશે એટલી વધુ જીંદગી તમારા આત્મા અંદર છે એમ માનવું. માટે નીશદીન આત્માના અનુભવ ઉપર આધાર અને ભરૂસો રાખો અને અસાધારણ બનાવો ઉપર લક્ષ ન આપો.



જે નમ્રતાઇ ભર્યા સેવકો છે તેઓ સાકળીઓ જેવા છે જેથી દરેક કડી તે દયાળુ દીનના સાહેબો સાથે જોડાયલી છે. અને જેટલો વધુ પ્યાર અને પરોપકાર શેવકો દેખાડે છે તેટલા તેઓ નઝદીક ખેંચાય છે. માટે એમ ન સમજવું કે સેવા તે એક જાતની નબળાઇ છે. સાધારણ રીત પણ જો ખરી, ઉંડી અને બીનસ્વાર્થી હોય તો તે આત્માનું સર્વેથી શ્રેષ્ટ પ્રકારનું સ્વરૂપ છે, અને જો તે હમેશ છાતીમાં જાતીભોગ આપવાને માટે રમતી

રાખી હોય તો આખરે કોઇ પણ બીજાં માનીતાં કામ અથવા લાગણી કરતાં વધુ જલદીથી ખુદાઇ અથવા દૈવી જહાનનું ભાન કરાવે છે. જો આમ છે તો પછી ખરા ચેલાની ખુદા, ઇશ્વર, પરબ્રહ્મનાં તખ્ત આગળ પહોંચવાની ઇચ્છા, અજ્ઞાન અને પીડાતી દુન્યાને માટે બીજા ચેલાઓ સાથે ભેગા મળીને બંદગી, અને એકબીજાને વચન કે પોતાના સુખનો ભોગ આપી તે ગુરૂઓ (જેઓ નીત્ય પોતાની ભલી દુવાઓથી અને આશીશોથી માનવીઓના બચાવ માટે બુરી શકિતઓ સામે કીલ્લો ઉભો કરી માબાપ વિનાની માનવી પ્રજાને બચાવે છે તેમ)ની સેવા સારી રીતે બજાવવી, તેના ગુણ તે શું ગાવા અને કાવ્ય કથન તે શું કરવું? પણ દુન્યાના લોકના સર્વે વિચારો એકલપેટાઇ અને નીચપણાથી બીગડી ગયા છે. જો પ્યારમાં નબળાઇ હોય તો નથી સમજાતું કે બળ તે શી ચીજમાં છે. ખરૂં કુવત મારામારીમાં નથી પણ પ્યાર અને ભિત્તરની શાન્તિમાં છે. માટે જે જીવવાની અને વધવાની દરકાર રાખે છે તેણે પ્યાર રાખવો જોઇએ અને પ્યાર માટે ખમવું જાઇએ.



જગત આંધળી, અજ્ઞાન અને મગરૂર છે, તેણે તેના ખરા રક્ષા કરનાર સેવકોને કયારે ન્યાય કર્યો છે? જો આપણે આ સમજીયે તો ઠીક, અને બને એટલી લોકની ભુલ તે સમજથી ભાંગતા રહેવું જોઇએ. એમતો હાલ જે અંધકાર છે તે જયાં સુધી દુર ન થાય ત્યાં સુધી એવું ઇચ્છવું કે દરેક જણ હાલ ખરૂં બળ કયાં અને કઇ બાબદમાં છે કે જેથી તે સુધરી શકે તે તુરત જાણી શકે, તે ઇચ્છા પુરી પડે એવી નથી.

ૐ શાન્તિ!

